# સખીને પત્રો.

કર્તા,
મણિલાલ નભુભાઈ દોશી.

સૌ. મોંઘીબાઈ રામજી હરજી ગ્રંથમાળા નં. ૫

# સખીને પત્રો.



લેખક,

મણિલાલ નથુભાઇ દોશી, બી. એ.

અમદાવાદ.



પ્રકાશક,

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ;

આસિ. સેક્રેટરી, અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.

સન ૧૯૨૪. સંવત ૧૯૮૦.



કીમત ચાર આના.

બાઇ મોંઘીબાઈ રામજી ઇમજી ગ્રન્થમાળા ફંડનો

# ઉપોદ્ઘાત.



મુંબઇના સ્વર્ગવાસી શેઠ મુળજી ખટાઉનાં વિધવા બાઈ મીઠાંબાઇએ તેમની સ્વર્ગવાસી બાઈ મોંઘીબાઇના સ્મારક માટે સન ૧૯૦૨ ની સાલમાં મુંબઇ પોર્ટટ્રસ્ટનાં બૉન્ડ રૂ. ૨૦૦૦) બે હજારનાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી હસ્તક સોંપ્યાં છે. તેના વ્યાજમાંથી ઇનામ આપીને સ્ત્રી કેળવણી તથા હિંદુસંસાર સુધારાના વિષયો ઉપર પુસ્તકો લખવામાં આવે છે. તે પ્રમાણે "બાઇ મોંઘીબાઈ રામજી ઇમજી ગ્રન્થમાળા ફંડ"ના નામથી આજસુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો રચાવી સોસાઇટીએ પોતાના ખર્ચે છપાવી પ્રસિદ્ધ કર્યા છે :—

| | | |
|---|---|---|
| ૧ | ગર્ભપોષણ અને સુવાવડ | ૦—૬—૦ |
| ૨ | સ્ત્રી પોકાર | ૦—૪—૦ |
| ૩ | સદ્‌ગુણી સ્ત્રીઓ | ૦—૪—૦ |
| ૪ | મોટી ઉંમરની હિંદુ સ્ત્રીઓની કેળવણી | ૦—૮—૦ |
| ૫ | સખીને પત્રો | ૦—૪—૦ |

અમદાવાદ.
ગુ. વ. સોસાઇટી.
તા. ૧૦—૫—૧૯૨૪.



આસિ. સેક્રેટરી.

# બે બોલ.

"સખીને પત્રો" એ પુસ્તક જનસમાજ આગળ રજુ કરતાં તે સંબંધી પ્રસ્તાવનારૂપે બે બોલ લખવાની આ તક હાથ ધરૂં છું. અત્યારે જગત્ એવી સ્થિતિમાંથી પસાર થાય છે કે જ્યારે અનેક વ્યક્તિગત તેમજ સમષ્ટિગત પ્રશ્નો આપણી આગળ ખડા થાય છે, અને તેનું નિરાકરણ કરવાની આપણને જરૂર પડે છે. છેલ્લાં પાંચેક વર્ષથી જુદે જુદે સ્થળે ધર્મ, સમાજ અને કેળવણી એ વિષયો ઉપર ભાષણો આપવા નિમિત્ત ફરવાનું થવાથી કેટલાક વ્યક્તિગત પ્રશ્નોનો ઉકેલ આણવાની મને ફરજ પડી હતી. આ પુસ્તકમાં સ્ત્રી જગતમાં ઉદ્‌ભવતા કેટલાક પ્રશ્નોનો ખુલાસો આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, અને તેમાં પણ સમષ્ટિ કરતાં વ્યક્તિના પ્રશ્નો ઉપર વિશેષ લક્ષ આપવામાં આવ્યું છે.

વળી પુરૂષોના તેમજ સ્ત્રીઓનાં દૃષ્ટિબિન્દુઓ એકજ પ્રશ્નની બાબતમાં ઘણીવાર ભિન્ન હોય છે. પુરૂષો મોટે ભાગે મનતત્ત્વને પ્રધાન ગણી તે પ્રશ્નો વિચારે છે અને સ્ત્રીઓ મોટે ભાગે હૃદયતત્ત્વને મુખ્ય માની તે પ્રશ્નોને તપાસે છે. પુરૂષો ઘણા વખતથી ભોગવેલા હક્કો જતા કરવા ના પાડે છે. સ્ત્રીઓ કેળવણી લઇ, સંસ્કારવતી થઈ પોતાના ધર્મો બજાવવા સાથે પોતાના હક્કો માગવા તૈયાર થતી જાય છે. જનસમાજમાં તેમજ ગૃહમાં પોતાનું સ્થાન યોગ્ય પ્રમાણમાં મળે, તેવી તેઓની પ્રબળ આંતર ઇચ્છા હોય છે. આવી સ્થિતિમાં પુરૂષોને અન્યાય ન થાય, અને સ્ત્રીઓને યોગ્ય ન્યાય મળે એ હેતુ ધ્યાનમાં લઈ એક સ્ત્રી પોતાની સખીને પોતાના હૃદયના ખરાભાવ વિનાસંકોચ જણાવે, તેવી રીતે તે જણાવવા આ પત્રોમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે.

આ કાર્યમાં કેટલે અંશે સફળતા મળી છે, તે વિચારી નિર્ણય આપવાનું કામ વાચકવર્ગનું—અને તેમાં ખાસ કરી સ્ત્રીઓનું છે.

જો જનસમાજ તરફથી આ પુસ્તકને સારો આદર મળશે તો થોડા સમયમાં તેનો બીજો ભાગ તૈયાર કરવાની ભાવના વર્તે છે.

રતનપોળ, અમદાવાદ.
તા. ૨૮–૪–૨૪.

મણિલાલ નથુભાઈ દોશી.

# અનુક્રમણિકા.

| પત્ર સંખ્યા. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|

# સખીને પત્રો.

## પત્ર ૧ લો.

### શુભ માર્ગમાં પ્રયાણ.

**પ્રિય સખી પુષ્પાવતી !**

તારો પત્ર મળ્યો; તારા હૃદયની દુઃખભરી સ્થિતિ વાંચી મને અત્યંત લાગી આવે છે, પણ જે શોક તું કરે છે, તે કરવાને તું ધારે છે તેવું કારણ નથી. તને તારી થયેલી ભૂલો વાસ્તે દુઃખ થાય છે, તે વાસ્તવિક છે. તેં શુદ્ધ જીવન ગાળવાનો નિશ્ચય કર્યો છે, અને તારૂં વર્તન કહી આપે છે કે તું તારા નિશ્ચય પ્રમાણે હાલમાં વર્તે છે. તે છતાં થયેલા પાપનું સ્મરણ તને પશ્ચાત્તાપના અગ્નિમાં બાળે છે. તને એમ લાગે છે કે એક વખતનો પાપી હમેશનો પાપી છે, પણ વ્હાલી સખી! આ તારી માન્યતા ભૂલભરેલી છે. પ્રભુના રાજ્યમાં એવો અન્યાય હોઇ શકે નહિ. મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે; અને એકવાર ભૂલ કરનાર જો સદાને માટે ભૂલ કરનારો જ રહેતો હોય તો કોઇ પણ મનુષ્ય કદાપિ પાપથી મુક્ત થઈ શકે જ નહિ. વાલ્મિકી જેવો મોટો લુંટારો તેજ ભવમાં મહાન્ કવિ અને સંત થયો તે કેવી રીતે બન્યું ? વિષયાસક્ત તુલસીદાસ ભક્તકવિ કેવી રીતે થયો ? ચાર હત્યાઓ કરનારો દ્દઢ પ્રહારી કેવી રીતે પોતાનું જીવન સુધારી શક્યો ? મેરી ઓફ મેગેલન નામની વેશ્યા ક્રાઇસ્ટના બોધથી કેવી રીતે સુમાર્ગમાં આવી ? અમ્બા-

પાલી નામની વિશ્વવધૂ શ્રીબુદ્ધના ઉપદેશથી તે ધર્મની ઉપાસિકા બની સત્યમાં કેવી રીતે વિચરવા લાગી? રોહણીઓ ચોર શ્રી મહાવીર સ્વામીના અનિચ્છાએ સાંભળેલાં વચનોથી લાભ મેળવી દીક્ષા અંગીકાર કરી કેવી રીતે સ્વર્ગે ગયો? આ અને આવાં બીજાં અનેક દૃષ્ટાંતો આપણને પુરવાર કરી આપે છે કે સર્વને વાસ્તે ઉદ્ધારનો માર્ગ છે. પશ્ચાત્તાપ એ દિવ્ય ઝરણું છે, જેમાં સ્નાન કરી પાપી મનુષ્ય પણ શુદ્ધ બને છે, આ સંબંધમાં કવિ કલાપિએ યથાર્થ કહ્યું છે કેઃ—

હા! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે,
પાપી તેમાં ડુબકી દઈને પુણ્યશાળી બને છે;
આહા! કેવું સ્મરણ મધુરું પાપનું એ ધરે છે,
માફી પામ્યું કુદરત કને એમ માની ગળે છે.
રાજ્યોથી કે જુલમવતી કે દંડથી ના બને જે,
તે પસ્તાવો સહજ વહતાં કાર્ય સાધી શકે છે;
હું પસ્તાયો, પ્રભુ! પ્રણયીએ માફી આપી મને છે,
હું પસ્તાયો, મુજ હૃદયની પૂર્ણ માફી મળી છે.

જૈનોનું એક સૂત્ર જણાવે છે કેઃ—

**कयपावो वि मणुस्सो, आलोइय निंदिय गुरुसगासे ।**
**होइ अइरेग लहुओ ओहरिअ भरुव्व भारवहो ॥**

જેમ ભાર ઉચકનાર મનુષ્ય ભાર ઉતારીને હલકો થાય છે, તેમ પાપ કરનાર મનુષ્ય પણ ગુરૂ સમીપ પાપનું નિવેદન તથા પાપની નિંદા કરી પાપથી અત્યંત હલકો થાય છે.

શ્રીકૃષ્ણ ભગવદ્‌ગીતામાં જણાવે છે કેઃ—

**अपि चेत्सुदुराचारो यो मां भजते मामनन्यभाक्**
**साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥**

પાપીમાં પાપી પુરૂષ પણ જો મને (પ્રભુને) અનન્ય ભાવથી ભજે તો તેને સાધુ પુરૂષ માનવો, કારણ કે તેણે શુભ જીવન ગાળવાનો **નિશ્ચય કર્યો છે.**

પ્રિય સખી ! તારા આત્માપર પાપથી લાગેલો મળ પશ્ચાત્તાપના અગ્નિથી બળીને ભસ્મ થયો છે. હવે એ વાતનું પુનઃ પુનઃ સ્મરણ કરી શા સારૂ નાહક દુઃખી થાય છે ? થયું ન થયું થવાનું નથી; તું ઝુરી ઝુરીને મરી જઇશ તોપણ થયેલી ભૂલ ન થઈ એમ તો કદી બનશે જ નહિ.

દુઃખમાં ગરકાવ થયેલી વ્હાલી સખી ! આ સ્થળે તને એક બીજી વાતનું પણ સ્મરણ કરાવું છું કે દોષો પ્રકૃતિના છે, તેટલા માટે તે ક્ષણિક નાશવંત છે; અને સદ્‌ગુણો તે આત્માને લગતા હોઇ સ્થાયી–શાશ્વત છે. ફરીથી તે પાપ ન કરવું તેજ મોટો પશ્ચાત્તાપ છે. તેં હવેથી અશુભ માર્ગે સ્વપ્નમાં પણ નહિ જવા તારા ખરા જીગરથી પ્રતિજ્ઞા કરી છે, અને તે પ્રમાણે તું વર્તી રહી છે. તો પછી દુઃખ શામાટે ધરે છે! જે પુરૂષ યા સ્ત્રીનું મુખ સન્માર્ગ તરફ વળ્યું છે, તે ભવિષ્યનો સંત છે યા સતી છે, એમ નથી, પણ અત્યારેજ તે સંત અને સતી છે, એમ મહાત્માઓ પોકારી પોકારીને કહે છે. જૈનધર્મ જણાવે છે કે **क्रियमाणे कृते**–કરવા માંડયું ત્યારથી થયું એમ માનજો. આ દૃષ્ટિથી પ્રિય બ્હેન! તું તારા ઉદ્ધારનાં બીજ રોપી રહી છું. ભૂતકાળ પર પડદો નાખી દે, થોડા સમયને સારૂ તેનું વિસ્મરણ કર. જે સન્માર્ગ તેં અંગીકાર કર્યો છે, તે માર્ગપર નીડરતાથી, નિર્ભયતાથી અને ખોટી લજ્જાનો ત્યાગ કરી ચાલ્યાં કર; કારણકે

**नहि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति ।**

કલ્યાણ ( શુભ કર્મ ) કરનાર કદાપિ દુર્ગતિ પામતો નથી. તારી ભૂલોથી તું એક અમૂલ્ય પાઠ શીખી છું, તે વાસ્તે પ્રભુનો આભાર માનજે. તું તારા જેવી ભૂલમાં પડેલી બ્હેનો તરફ હવે તિરસ્કારની દૃષ્ટિથી નહિ જોતાં તેમના તરફ દીલસોજી રાખી શકીશ, અને તેમનો ઉદ્ધાર કરવામાં તારૂં જ્ઞાન અને અનુભવ તને સહાયભૂત થશે.

પ્રિય સખી ! તારા લાગણીભર્યા પત્રથી પ્રથમતો મને પણ દુઃખ થયું; પણ પાછળથી વિચાર કરતાં લાગ્યું કે તારા કડવા અનુભવો પણ

આ વિશ્વ યોજનામાં સકારણ હતા, અને ખરેખર તે તારા કલ્યાણ માટે હતા. જે દુઃખને પાત્ર આપણે ન હોઈએ, તેવું દુઃખ આપણે શિર કદાપિ આવી શકે નહિ. તારી હાલની સ્થિતિ માટે મને દુઃખ થતું નથી એમ નથી, પણ મારે એટલું તો કહેવું જોઈએ કે તું હવે ભૂતકાળના ભૂતોને જગાડતી ના. અંધારામાં ઉત્પન્ન થયેલાં તે ભૂતોને અંધકારમાં જ પડી રહેવા દે, "પાછળ જોતો ના, નહિ તો માર્યો જઈશ." એ મહાન પુરૂષનું વાક્ય તારે તો ખાસ સ્મરણમાં રાખવું ઘટે છે હવે તેં પ્રકાશનો માર્ગ ગ્રહણ કર્યો છે, તો તે પ્રકાશમાં જ રમ, તેમાંજ આનંદ માન, તારૂં જીવન પ્રકાશમય બનાવ, એટલે અંધકાર સ્વયમેવ ચાલ્યો જશે.

બ્હેન! તને હજુ પ્રભુની કૃપાની ખબર નથી. તે અત્યંત દયાળુ પ્રભુનો કાંઇક આશીર્વાદ મેળવવા હું કેટલેક અંશે ભાગ્યશાળી થઈ છું. અને તેથી તને જણાવવાની હિમ્મત ધરૂં છું કે જેમ તું પવિત્રતાના માર્ગમાં વિશેષ આગળ વધીશ, તેમ એવો પણ સમય આવશે કે જ્યારે તારા પાપ માત્રનું સ્મરણ પણ ચાલ્યું જશે. જ્યારે તું પૂર્ણ પ્રકાશમાં રહી શકીશ, ત્યારે અંધકાર તારી પાસે આવવાની હિંમત કરી શકશે નહિ. વ્હાલી સખી! આ કેવળ ખાલી દિલાસો આપવાને હું લખું છું, એમ માનતી ના. હું હૃદયથી માનું છું તેજ લખું છું. હું મારો જાતિ અનુભવ તને જણાવું છું. દરેક હૃદયમાં નિર્મળ પ્રકાશવાળો આત્મા બીરાજમાન છે, અને તેથી અમુક વ્યક્તિનો ઉદ્ધાર નહિ જ થાય એમ કોણ કહી શકે? જો કોઈ પણ વ્યક્તિના હૃદયમાં રહેલા આત્માને બોલાવતાં આવડે તો કોઈ પણ હૃદયમાંથી તે આત્મા બોલી શકે. એક વિદ્વાને કહ્યું છે કેઃ—

**अमंत्रो अक्षरो नास्ति नास्ति मूलमनौषधम् ।**
**अयोग्यः पुरुषो नास्ति योजकस्तत्र दुर्लभः ॥**

એવો એક પણ અક્ષર નથી કે જે મંત્ર ન બની શકે; એવું એક પણ મૂળીઉં નથી કે જે ઔષધ ન બની શકે; એવો એક પણ

પુરૂષ નથી કે જે અયોગ્ય હોય; પણ આ બધાંને યોજનાર, તેમને સન્માર્ગમાં પ્રેરનાર મળવો કઠણ છે.

વ્હાલી સખી! આ મારા હૃદયમાંથી નીકળેલા વિચારો પર ચિંતન કરજે. આમાં કાંઈ પણ શંકા પડે, તો તેનો જવાબ આપવા આ તારી બ્હેન તૈયાર જ છે; પણ એટલું તો ભાર મૂકીને તને કહેવાની રજા લઉં છું કે ભૂતકાળની ભૂલોને વાસ્તે નિરર્થક શોક કરવો છોડી દે. દયાળુ પ્રભુની પ્રાર્થના કરજે; તે તને સન્મતિ આપશે, અને તેની કૃપાદ્વારા તારો ભૂતકાળ પણ ભૂલાઈ જશે.

લી. તારૂં શુભ ઇચ્છનારી,
તારી સદાની સખી,
**"યશોદા."**



# પત્ર ૨ જો.

## દુઃખીને દિલાસો.

**પ્રિય સખી લીલાવતી,**

તારો પત્ર વાંચતાં તારી તેમજ તારા જેવી અનેક વિધવાઓની દુઃખમય સ્થિતિ મારી આંખ આગળ ખડી થાય છે. તારી વૈધવ્ય દશામાં તારો પુત્ર મોટો થશે, સૌ સારાં વાનાં થશે, એવી આશાએ તુ તારા દિવસો પસાર કરતી હતી, તે તારી આશા પણ નિષ્ફળ થઈ, અને હવે તારૂ જીવન કેવળ નીરસ થઈ ગયું છે. એમ તને જણાય છે. હવે જીવન જીવવા યોગ્ય નથી, અને આ કરતાં તો આપઘાત કર્યો હોય તો સારૂં એવા વિચારો તારા મનમાં પેદા થઈ તારા દુઃખમાં ઉમેરો કરે છે. તારો પત્ર વાંચતાં કઠણ હૃદયના મનુષ્યોની આંખમાંથી પણ આંસુ ચાલવા લાગે, એવી તારી સ્થિતિ છે. પણ વ્હાલી બ્હેન ! જરા પણ ગભરાઈશ નહિ; અને મુઝાઈને આપઘાત જેવું સાહસ કામ કરવા દોરાતી ના. હું અત્યારે જે સલાહ તને આપું છું તે પર વિચાર કરશે તો તને કાંઈક શાંતિ મળશે. તારૂં દુઃખ સર્વથા દૂર થશે, એવું કહેવાની તો મારી હિમ્મત નથી, પણ તારૂં દુઃખ સહ્ય થશે, અને તે દુઃખમય સ્થિતિનો તું એવી રીતે સદુપયોગ કરીશ કે ભવિષ્યના જીવનમાં આવા દુઃખના પ્રસંગો તારે શિર આવી પડશે નહિ.

બ્હેન ! તારો જીવન સાથી ચાલ્યો ગયો. જેના જીવન સાથે તેં તારૂ જીવન વણી નાંખ્યું હતું, અને જેની આંખોએ તું દુનિયાને જોતી હતી, તે તારા પ્રિય પતિના મરણનો ઘા તું હજી ભૂલી ગઈ નથી. તેમના મરણ સમયે તારો પુત્ર માત્ર દોઢ વર્ષનો હતો. તે મોટો થઈ પાંચ વર્ષનો થયો. તારા હૃદયની ઉજડ જેવી થયેલી ભૂમિપર નવું પુષ્પ ઉગવા લાગ્યું, તારી આશાઓ બંધાઈ, અને આશાને અંકુરો આવવા

લાગ્યા, પણ વિષમ કાળે એકજ ઝપાટે તે પુષ્પને અને તેની સાથે તારી સર્વ આશાઓને હવામાં ઉડાડી દીધી. તું હતી ન હતી થઈ રહી. આ તારી દુઃખમય સ્થિતિથી મને નથી લાગતું એમ નથી. બ્હેન ! તે હું જોઇ શકું છું, અને તારી સાથે મારી ખરા હૃદયની દીલસોજી છે. જો તારામાં બીજાના હૃદયના ભાવ જોવાની શક્તિ હોય તો તું મારા હૃદયમાં તારા દુઃખનું પ્રતિબિંબ જોઈ શકીશ. બ્હેન ! મને જે કાંઇ સદ્‌જ્ઞાન મારા માતા પિતા પાસેથી મળેલું છે, તથા મારા પ્રિય પતિએ જે બોધ મને અવકાશના સમયે આપ્યો છે, તે વડે હું તે દુઃખનો કેવી રીતે સદુપયોગ કરવો એ કાંઇ જોઈ શકું છું, અને મારા તે વિચારો હું તારી આગળ રજુ કરૂં છું.

વ્હાલી સખી ! જો તારી સાથે બેસી રડવાથી તારૂં દુઃખ ઓછું થતું હોય તો આ તારી બ્હેન રડવાને તૈયાર છે. પણ તેથી તો તારા દુઃખમાં વિશેષ ઉમેરો થશે, તને તારા પર પડેલા ઘાનું સ્મરણ થશે, અને તારા ઘા તાજા થશે. માટે જે બોધ હું આપું છું તે ઉપરથી મારૂં હૃદય નિષ્ઠુર છે-લાગણી વગરનું છે, એમ માનવાની ભૂલ કરતી ના.

પ્રિય સખી ! આપણે માથે જે કાંઈ દુઃખ આવે છે, તે બે કારણથી આવે છે. આપણે તે દુઃખને વાસ્તે લાયક છીએ, માટે તે આવે છે, અને તે સાથે તે દુઃખ આપણને અમુક પાઠ શીખવવાને આવે છે કે જે પાઠ આપણે બીજી કોઈ રીતે શીખી શકીએ નહિ. તારૂં વૈધવ્ય એ તારા પૂર્વકૃત કર્મને આભારી છે. તેં તારા પતિની માંદગી વખતે ઘણી સારી સેવા કરી, રાતદિન ઉજાગરા વેઠીને તેમની બરદાસ કરી, દવા પાછળ પૈસા ખરચવામાં તેં પાછું વાળીને જોયું નથી, છતાં તેમનું મરણ થયું. હવે આ સ્થિતિને વાસ્તે તું લાયક હતી, એમ કહેતાં કલમ ચાલતી નથી, પણ કર્મના નિયમ પ્રમાણે તેમ કહ્યા વગર છૂટકો નથી. તારા વ્હાલા-લાડીલા-રમકડા તુલ્ય-આંધળાની આંખ સમાન પુત્ર ચિનુના મરણનું કારણ પણ તારો પૂર્વ ભવનો કોઈ દોષ હોવો જોઈએ કે જેથી પુત્ર વિયોગનું દુઃખ સહન કરવાનો તને પ્રસંગ

પ્રાપ્ત થયો. પણ આ બધું ભૂતકાળના કર્મોનું પરિણામ છે. તેના ઉપર હવે તારો અધિકાર નથી, અને હવે તે બાબત બબડવાનો કે શોક કરવાનો સમય નથી. બબડવાથી, શોક કરવાથી કે પારકા દોષ શોધવાથી તારી હાલની સ્થિતિ સુધરશે નહિ, એટલું જ નહિ પણ તારૂં ભવિષ્ય બગડશે. માટે હવે તારા ભવિષ્યનો વિચાર કર. ભૂતકાળમાં રમવાનું છોડી દે, અને વર્તમાનકાળનો એવો સારો ઉપયોગ કર કે તારૂં ભવિષ્ય તારી ઇચ્છા પ્રમાણે બની શકે.

બ્હેન ! કુદરતના નિયમ પ્રમાણે દુઃખ એવા રૂપમાં આવે છે કે જો આપણે તેનો ઉપયોગ કરીએ તો આપણો વિકાસ ઘણી ત્વરાથી થાય. વૈધવ્યમાં પણ કુદરતનો અમુક હેતુ રહેલો હોય છે. તારા પુત્રનું મરણ થયું એમાં પણ હેતુ રહેલો છે. તારો સ્વભાવ અતિ પ્રેમાળ છે. તું અનેક નમાયાં બાળકોની માતા થવાને સરજાયેલી છે. તારો પ્રેમ તારા એકના એક પુત્રમાં ગોંધાઈ રહ્યો હતો. હવે તું સ્વતંત્ર છું. હવે જે હેતુથી તારો જન્મ થયો હતો. તે પાર પાડવાનો સમય આવી લાગ્યો છે.

બ્હેન ! તું ભણેલી છું, તું સમજુ છે. હવે તારે પણ નરસિંહ-મ્હેતાની સાથે ગાવા લાગવું કેઃ—

"ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ."

હવે પ્રભુને ભજવાનો સમય આવ્યો છે. પણ તે પ્રભુને ભજવાનો ઉત્તમ માર્ગ એજ છે કે સર્વ મનુષ્યમાં રહેલા પ્રભુને પ્રથમ ભજવો. આ કાર્યક્ષેત્ર અતિ વિશાળ છે; પણ બ્હેન ! તારે તારા પોતાને વાસ્તે કાર્યક્ષેત્ર નક્કી કરવું જોઇએ. મારી સમજ પ્રમાણે તારે તો જે વિધવા બ્હેનો નિરાધાર, અભણ, અજ્ઞાન હોય તેમના ઉદ્ધારના માર્ગ શોધી કાઢવા જોઇએ. તેમના ભણી તારો દીલસોજીનો હાથ લંબાવવો જોઇએ. અને તે ઉપરાંત જે બાળક માબાપ વિનાનું હોય, તેમનું ભલું કરવાનો રસ્તો હાથ ધરવો જોઇએ. તેં જીવનસાથી

ગુમાવ્યો છે, પણ હવે આ સેવામાર્ગને તારો જીવનસાથી બનાવ; અને તે સેવા દ્વારા ભવિષ્યમાં તું અખંડ સૌભાગ્ય પ્રાપ્ત કરીશ. પ્રિય બ્હેન ! આ કામની શરૂઆત તારા કુટુંબથી કરજે. તારી નણંદ તથા તારી ભત્રીજી જે વિધવાઓ બનેલી છે, અને જે પોતાના દિવસો દુઃખમાં ગાળે છે, તેમની સાથે તું હેતથી બોલવા લાગ. તેમના ભણી ખરા હૃદયથી દિલસોજી રાખ. તારો નવરાશનો સમય તેમના આગળ સારાં બોધદાયક પુસ્તકો વાંચવામાં ગાળજે. આથી તેમના કંટાળાભર્યા જીવનમાં કાંઈક રસ આવશે; અને તેમના આનંદથી તને પણ કાંઈક આનંદ અનુભવાશે.

બ્હેન! તું એકની નહિ પણ અનેક નિરાધાર અને અનાથ પુત્રો તથા પુત્રીઓની માતા થજે. તેઓ તને ખરી માતા કરતાં પણ વધારે પ્રેમથી ચ્હાશે. દીલસોજીમાં—સામા પ્રત્યેની ખરી લાગણીમાં કેટલું બધું બળ અને આકર્ષણ રહેલું છે, તે તો જ્યારે તારા અનુભવમાં આવશે, ત્યારે જ તું સમજી શકીશ. બ્હેન! આ માર્ગે ચાલતાં કાંઈ પણ અડચણ પડે તો આ તારી બ્હેનને પૂછજે. આ પત્ર પૂરો કરતાં પહેલાં સહૃદય કવિ કલાપિએ આ સંબંધમાં લખેલી કેટલીક લીંટીઓનું સ્મરણ થઈ આવે છે, તે હું અહીં લખી મોકલું છું. તે પર વિચાર કરજે.

છે વૈધવ્યે વધુ વિમલતા બ્હેન! સૌભાગ્યથી " !<br>
છે ભક્તિમાં વધુ વિમળતા બ્હેન! શૃંગારથી કે !<br>
બ્હેની તારા મૃદુ હૃદયને ઓપ વૈધવ્ય આપી;<br>
ઉંચે ઉંચે તુજ દિલ જશે લેઈ ધીમે ઉપાડી.

તારી સમસુખદુઃખી.<br>
વ્હાલી સખી,<br>
**શાન્તા.**



# પત્ર ૩ જો.

## સેવા-ભાવના.

**સેવા રસિક બ્હેન મેના !**

તારા પત્ર ઉપરથી જણાય છે કે તને સેવામાર્ગ પ્રત્યે અત્યંત રુચિ છે. તું સેવા કરવા ઇચ્છે છે. પણ હજી સેવા માર્ગનું રહસ્ય તને ખબર નથી, તો તે સંબંધી એક મોટી બ્હેન તરીકે મારો શો અનુભવ છે, તે તું જાણવા માગે છે. આ તારી જીજ્ઞાસા ખરેખર પ્રશંસા પાત્ર છે. તારા આ બાબતના બીનઅનુભવને લીધે તું કદાચ ભૂલો કરી બેસે.

**सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ।**

સેવા ધર્મ એ પરમ ગહન વિષય છે, અને યોગીઓ પણ તેનો પાર પામી શકતા નથી, છતાં તે સંબંધમાં મારા અનુભવથી મેળવેલું જ્ઞાન તને આ પત્રદ્વારા જણાવવાની તક હાથ ધરૂં છું.

અત્યારે જગતમાં સેવાની ભાવના ચારે બાજુએ વિશેષ પ્રમાણમાં ફેલાતી જાય છે. જ્યાં ત્યાં સેવક મંડળો, સેવિકા સમાજ વગેરે સંસ્થાઓ હયાતીમાં આવતી જાય છે. વર્તમાનકાળમાં યુવકો તથા યુવતિઓમાં આ ભાવના પ્રબળરૂપે પ્રકટ થતી જોવામાં આવે છે, અને બ્હેન ! તને પણ એ વાતાવરણની અસર થઇ છે, અને તેથી તારામાં ગુપ્ત રહેલાં સેવાનાં બીજ અંકુરિત થવા લાગ્યાં છે, અને તેથી જ તું મને પત્ર લખવાને પ્રેરાઈ લાગે છે.

પ્રિય સખી ! પ્રથમ તો તારે જાણવું જોઇએ કે સેવા કરવાનો હેતુ શો ? તેનાં ઘણાં કારણો આપી શકાય, પણ તેમાં મુખ્ય કારણ એ છે કે આપણે બધાં એક પ્રભુનાં બાળકો છીએ, માટે સર્વ બંધુઓ તથા બ્હેનો છીએ. સર્વ પ્રેમની નહિ તૂટે તેવી ગાંઠથી જોડાયા છીએ,

અને તેથી આપણા બીજા બંધુઓ તથા બ્હેનોની સેવા કરવી એ આપણો ધર્મ–કર્તવ્ય છે. વળી આપણે એક શરીરનાં જુદાં જુદાં અંગ સમાન છીએ; અને એક અંગને ઈજા થતાં બીજાં બધાં અંગોને નુકસાન થવા લાગે છે; તેમ જગતના કોઈ પણ જીવને હેરાન કરતાં ખરી રીતે આપણે પોતાને નુકસાન કરીએ છીએ, અને બીજાનું ભલું કરવામાં આપણું પોતાનુંજ ભલું થાય છે. પરમાર્થ એજ ખરો સ્વાર્થ છે. જગત આ પાઠ શીખ્યું નથી, ઘણા કડવા અનુભવો મળ્યા છતાં તે પાઠ શીખ્યું નથી, અને તેથી જ આપણે જગતમાં જ્યાં ત્યાં દુઃખ જોઈએ છીએ. એક હાથમાં વાગેલો કાંટો કાઢતાં બીજો હાથ બક્ષીસ માગતો નથી. કારણ કે તે પોતાનું કર્તવ્ય સમજે છે, તેમ આપણા બંધુઓ તથા બ્હેનોની સેવા કરવી એ આપણો પરમ ધર્મ છે.

વ્હાલી બ્હેન ! આ સ્થળે મારે જણાવવું જોઈએ કે આપણે સ્ત્રીઓ તો સદા સેવિકાઓજ છીએ. આપણે પુત્રી તરીકે, પત્ની તરીકે, માતા તરીકે, બ્હેન તરીકે સેવા બજાવ્યાં જ કરીએ છીએ. આપણે જન્મથી તે મરણપર્યંત એક યા બીજા રૂપે સેવા કરીએ છીએ. આપણને કોઈ સેવા કરવાનો બોધ આપે તે તો આપણું અપમાન કર્યા બરાબર છે. પણ સેવાનું ક્ષેત્ર હવે કેવળ ઘર રહ્યું નથી; હવે સેવાનું ક્ષેત્ર વિશાળ થતું જાય છે, માટે તેને લગતી કેટલીક સૂચનાઓ હું ધારૂં છું કે તને ઉપયોગી થઈ પડશે.

પ્રિય બ્હેન ! સેવા કરવાને બે બાબતોની જરૂર છે. એક તો સેવા કરવાની ઇચ્છા અને બીજી બાબત સેવા કરવાની શક્તિ છે. સેવા કરવાની ઇચ્છા અને સેવા કરવાની શક્તિ આ બંનેના યોગ્ય સંમિશ્રણ વિના કદાપિ ખરી સેવા સંભવી શકે નહિ. જો તારામાં સેવા કરવાની ખરા જીગરની ભાવના હશે તો બીજી બધી બાબતો જરૂર તને આવી મળશે. તારામાં સેવા કરવાની ભાવના છે, તે તો હું કેટલા સમયથી જોતી આવી છું, પણ હવે તે બાબતની શક્તિ ખીલવવાની આવશ્યકતા છે.

પ્રથમ તો લોકોને અત્યારે શેની જરૂર છે, તેનો નિર્ણય કરવો જોઇએ, તે સંબંધી જ્ઞાન મેળવવું જોઈએ, અને પછી લોકોની જરૂરીઆતો શી રીતે પુરી પડે, તેનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. જે સેવક કે સેવિકા મનુષ્ય સ્વભાવને ઓળખી શકે નહિ, તે કદાપિ બરાબર સેવા કરી શકે નહિ. માટે મનુષ્ય–સ્વભાવના જ્ઞાનની પ્રથમ જરૂર છે. આ ઉપરાંત સેવા કરવા ઇચ્છિનારમાં નીચેના ગુણોની ખાસ આવશ્યક્તા છે. પ્રથમ તો સ્થૂળ શરીરને એવી રીતે કસવું જોઈએ કે તે બરાબર કામ આપી શકે. બ્હેન! તને ગરીબોને–દુઃખી મનુષ્યોને જોઈ લાગણી થાય છે, પણ તેમને વાસ્તે શ્રમ લેવો પડે, તો ઘણા થોડા સમયમાં તારૂં શરીર થાકી જાય તેવું છે. કેવળ ભાવનાથી જ સેવા થતી નથી. ભાવના ઉત્તમ ચીજ છે. પણ તે સાથે સુદૃઢ શરીરની પણ ઓછી અગત્ય નથી.

સેવિકાના હૃદયમાં જે મનુષ્યોની–પુરૂષો કે સ્ત્રીઓની–તે સેવા કરવા માગતી હોય, તેના પ્રત્યે પૂર્ણ દિલસોજી હોવી જોઇએ; કારણ કે જેના હૃદયમાં બીજાનાં દુઃખો વાસ્તે હૃદયની લાગણી નથી, તેનાથી સેવાનુ કામ થઈ શકશે જ નહિ. બ્હેન! મને જણાવતાં આનંદ થાય છે કે તારૂં મૃદુ હૃદય પરદુઃખે ઘણીવાર દુઃખી થાય છે. તારામાં સહાનુભૂતિનો ગુણ ઘણા સારા રૂપમાં ખીલ્યો છે. પણ આ સ્થળે તને ચેતવણીના બે બોલ કહું તો હું ધારૂં છું કે તું સારા અર્થમાં જ ગ્રહણ કરીશ. સહાનુભૂતિને લીધે તું કેટલીકવાર ખેંચાઈ જાય છે, અને નહિ કરવા યોગ્ય કામ કરવા પણ દોરાય એવો તારો સ્વભાવ જોઈ મને કેટલીકવાર તારા વાસ્તે ચિંતા થાય છે. આ સંબંધમાં–મી. એરંડેલે 'સેવાના માર્ગ' એ નામના પોતાના નાના પણ કિંમતી પુસ્તકમાં આપેલા બોધદાયક શબ્દો તારે ખાસ સ્મરણમાં રાખવા. તે લખે છે કેઃ "તમારા બીજા પરના પ્રેમને લીધે તમારા મનનું કે તેના મનનું સમતોલપણું ન ખોવાય, તેની કાળજી રાખજો. તમારી સેવાથી તે નિર્બળ નહિ પણ સબળ બનવો જોઇએ."

બ્હેન ! સેવિકા થવું હોય તો તારે પરમતસહિષ્ણુતા ખીલવવી પડશે. કારણ કે સેવા કરવામાં તું વિવિધ પ્રકૃતિના મનુષ્યોના સંબંધમાં આવીશ. હવે જો તારામાં બીજાના અભિપ્રાયો સહન કરવા જેટલી ઉદારતા ન હોય, તો જ્યાં ત્યાં કલેશ થવાનો સંભવ છે, અને તેવી સ્થિતિમાં સેવાનું કામ યથાર્થ રીતે થઈ શકે નહિ. તારો અમુક બાબતમાં બીજા સાથે મતભેદ હો તો તે ભલે હો ! પણ જે બાબતમાં તું બીજાઓની સાથે એકમત થઈ શકતી હોય, તે બાબતમાં તો બીજાઓ જોડે સહકાર રાખવો, એમાંજ ખરી સેવા ભાવના રહેલી છે.

બ્હેન ! તારો સ્વભાવ ઘણો લાગણીવાળો છે. તને તારી પ્રશંસા બહુ ગમે છે. આ તારી ભૂલ છે, એમ હું કહેવા માગતી નથી, કારણ કે એ ભૂલ તો મોટા મોટા કહેવાના પુરૂષો તથા સ્ત્રીઓમાં પણ માલમ પડે છે. પણ અહીં પ્રશ્ન એ થાય છે કે સેવિકા થવા ઇચ્છનારે લોકોની નિંદા અથવા હાંસી સહન કરવાને તૈયાર રહેવું જોઇએ. લોકો માન આપે અને પ્રશંસા કરે તે સમયે કામ કરવાનું ઘણું મન થાય છે, પણ જે સમયે આપણા અમુક વિચાર અથવા કાર્યપદ્ધતિને સારૂ લોકો આપણી નિંદા કરતા હોય, તે સમયે પણ વીરતાથી પોતાનું કર્તવ્ય બજાવ્યે જવું, એ જ સાચી સેવિકાનો પરમધર્મ છે. જગતના લોકો આપણા દરેક કામની પ્રશંસા જ કરશે એમ નથી, કેટલીકવાર આપણા સુનિશ્ચિત અભિપ્રાયો દર્શાવતાં જગતની સામે થવું પડે, તેવે પ્રસંગે જગતની અપકીર્તિ માથે લેવી, પણ પોતાના સિદ્ધાંતોનો ભોગ ન આપવો, એમાં ખરૂં આત્મબળ રહેલું છે. તેવે સમયે આપણા મિત્રો આપણને તજી જાય, પણ આપણે તો વીરતાથી કહેવું જોઈએ કે: " મિત્ર વ્હાલો છે, પણ મિત્ર કરતાં સત્ય વધારે વ્હાલું છે. "

બ્હેન ! ખરી સેવિકા થવા ઇચ્છનારની અંગત જરૂરીઆતો ઘણી થોડી જ હોવી જોઇએ. તેનું જીવન એવું સાદું હોવું જોઈએ કે ઘણા થોડા સાધનવડે તે ટકી શકે. જેની અંગત જરૂરીઆતો થોડી હોય,

તેજ પરમાર્થના કામમાં પોતાના સમય, શક્તિ અને સાધનોનો ઉપયોગ કરી શકે. બ્હેન ! આટલું તો ખચિત સ્મરણમાં રાખજે કે કોઈ પણ પ્રકારનો ભોગ આપ્યા સિવાય સેવા બની શકે જ નહિ.

વળી પોતાને માન મળે યા ન મળે, પણ જે કામ ઉપાડયું હોય તે કામ સફળ થાય તે તરફ જ સાચી સેવિકાએ લક્ષ રાખવું. એટલે આપણે ઉપાડેલું કામ કરનાર વધારે પ્રભાવશાળી કે શક્તિશાળી વ્યક્તિ નીકળી આવે તો તે કામ તેને સોંપતાં મનમાં જરા પણ સંકોચ કે ગ્લાનિ ન થવી જોઈએ, પણ આનંદ થવો જોઇએ કે જે કામ મારી અલ્પ શક્તિથી થઈ શકતું નહતું, તે સારા રૂપમાં સફળ કરનાર વ્યક્તિ મળી આવી.

પ્રિય બ્હેન ! સેવિકા થવા ઇચ્છનારમાં ભાષણ કરવાની તથા લખવાની શક્તિ હોય તો તે વિશેષ સારૂં કામ કરી શકે છે. બ્હેન ! તારામાં લખવાની શક્તિ છે. તું ઘણી સારી ભાષામાં તારા વિચારો પત્રોદ્વારા જણાવે છે, પણ બીજી બ્હેનો સંમુખ બોલવાનું કહેવામાં આવે છે. ત્યારે તારા પગ ધ્રુજવા લાગે છે. તું સારી રીતે વાતો તો કરી શકે છે. માટે તારામાં વિચાર કરવાની શક્તિ છે, પણ મનમાંથી ગભરાટ દૂર કરી ભાષણ આપવાનું શરૂ કરીશ તો જરૂર તને તે કામમાં વિજય મળશે. બોલવામાં ભૂલ થશે તો મારી હાંસી થશે, એ ભય જ તારા માર્ગમાં અંતરાયરૂપ છે, માટે તે ભયને દેશવટો દે, અને હવે જ્યારે પ્રસંગ મળે, ત્યારે નિર્ભય થઈ તારા વિચારો મુખેથી જણાવજે.

પ્રિય સખી ! વળી જે દિશામાં તું કામ કરવા માગતી હોય, તે દિશાના અનુભવીઓ કેવી રીતે કામ કરી રહ્યા છે, તેનો તારે અભ્યાસ કરવો; અને તેવા કોઈ મહાન્–મનુષ્યજાતિના સેવક કે સેવિકાને પોતાના આદર્શરૂપ બનાવી તેના જીવનમાંથી પોતાને ઉચિત લાગતો બોધ ગ્રહણ કરવો.

બ્હેન ! સેવા માર્ગના અભ્યાસીએ દરરોજ સેવાનું નાનું સરખું પણ એક કામ કરવું. સેવાનાં નાનાં નાનાં કામ કરતાં તારો સેવા કર-

વાનો સ્વભાવ બધાઈ જશે, અને પછી તને બીજાં બધાં સુખો કરતાં સેવા કરવામાં જ અપૂર્વ આનંદ લાગશે.

એક મહાત્મા લખે છે કે "જે પ્રભુના-નાનામાં નાના બાળકની સેવા કરે છે, તે પ્રભુની જ સેવા કરે છે." તેજ પ્રભુનો સાચો ભક્ત છે.

વ્હાલી બ્હેન! કેટલાક સેવકો તથા સેવિકાઓ કેટલાંક વર્ષો સુધી સેવાનાં ઉત્તમ કાર્યો કર્યા પછી સેવાની ઉત્તમ સંસ્થાઓ ચલાવ્યા પછી એવો વિચાર કરે છે કે અમે આ બધાની સેવા કરી, પણ તેમાં અમારૂં કલ્યાણ શું થયું? આ વિચાર કેવળ ભૂલભરેલો છે. કારણ કે જો સેવા ખરા હૃદયની હોય તો આપણો અંતરાત્મા પ્રસન્ન થાય છે, અને પરમાત્માની કૃપાથી આપણો વિકાસ ત્વરાથી થાય છે.

મનુષ્યની સેવા અથવા પશુની સેવા એ તેમાં રહેલા પ્રભુની સેવા છે, એ ભાવ જો સમજવામાં આવે તો ઉપરની શંકાને અવકાશ જ રહેતો નથી. આવી ભૂલને લીધે જ કેટલીક માતાઓ પોતાનાં બાળકો રડતાં મૂકી પ્રભુના મંદિરે દોડતી જાય છે. બાળગોપાળ કહેનારી માતા બાળકમાં રહેલા પ્રભુની અવગણના કરી પ્રભુને શી રીતે પ્રસન્ન કરી શકે! "જે પાડોશીને તું જુએ છે, તેના પર તારી પ્રીતિ થતી નથી, તો પછી જે પ્રભુને તેં જોયા નથી, તે પર તું પ્રેમ કેવી રીતે રાખી શકીશ?"

પ્રિય સખી! હવે સમય બદલાયો છે. લોકો અત્યારે ઉપદેશકનું જીવન તથા બોધ બન્ને તપાસે છે. માટે આપણે જે બાબતમાં જાતે વર્તતા ન હોઇએ, તે બાબતનો ઉપદેશ આપવો નહિ. જેટલા પ્રમાણમાં જીવન અને બોધ વચ્ચે એકવાક્યતા લોકો જુએ છે, તેટલા પ્રમાણમાં તેના બોધની અસર વિશેષ થાય છે.

બ્હેન! ખરા જીગરના ઉત્સાહ વિના કોઈ સામાન્ય કામ પણ સંભવતું નથી, તો પછી પરમાર્થનું-બીજાની સેવા કરવાનું કામ શી રીતે સંભવે? જેના હૃદયમાં ખરી સેવા ભાવના છે, બીજાઓ વાસ્તે સાચો પ્રેમ છે, જેમને તે મદદ કરવા માગે છે, તે પણ પોતાના જેવા જ

જીવાત્માઓ છે, એમ જે જીગરથી સમજે છે, તે પુરૂષ કે સ્ત્રી યોગીઓને પણ અગમ્ય એવા આ સેવાના માર્ગપર રહી શકે. બાકી બીજા સામાન્ય મનુષ્યો તો સેવાના કામમાં જરા પણ વિઘ્ન આવતાં તે કામ ત્યજતાં જરા પણ વિલંબ લગાડશે નહિ. માટે આપણે તો સેવાને આપણો ધર્મજ માની એવી ભાવના રાખીશું કે:—

સેવા ! સેવા ! અવનિતલમાં ધર્મ બીજો ન જાણું,
સેવા ! સેવા ! રટણ કરીને કાર્યમાં તેજ આણું.
સેવાનો તો વિકટ પથ છે, તોય તેને ગ્રહીશું,
પ્રાણિસેવા કરી પ્રભુતણા માર્ગમાં વિચરીશું.

લી. તને પરમસેવિકા જોવા ઉત્સુક.
તારી વડીલ બ્હેન,
"ચંદ્રમણિ."



# પત્ર ૪ થો.

## કુટુંબ કલેશ.

બ્હેન કુસુમ !

તારો દુઃખભરી સ્થિતિ દર્શાવતો પત્ર મળ્યો. તું લખે છે કે, " આ ભવમાં હું દુઃખ ભોગવવાને જ સરજાયેલી છું. કોઇને તો એક વાતનું દુઃખ હોય, પણ મારે તો ચારે તરફનું દુઃખ છે. પીયરમાં ઓરમાન માનો ત્રાસ તો મૂળથીજ જારી હતો. મેં ધાર્યું કે સાસરે ગયે કાંઇક શાંતિ મળશે; પણ અહીં તો હોલામાંથી ચૂલામાં પડવા જેવી સ્થિતિ થઇ છે. મારી સાસુનો સ્વભાવ તો આકરો છે, તે સઉ કોઇ જાણે છે, ને મારી નણંદ તો દરેક પળે અને દરેક કામમાં દોષજ શોધ્યાં કરે છે, અને હું તો એક મજુરણની માફક સવારથી રાત સુધી ઘરનું વૈતરૂં કર્યા કરૂં છું, છતાં જેઠાણીનો મીજાજ હાથમાં રહેતો નથી. તે મને હરઘડી કાંઇને કાંઇક બ્હાનું કાઢી સંતાપે છે. તે તો પોતાનો એક નાનો છોકરો ખોળામાં લઇને શેઠાણીની માફક હુકમ કર્યા કરે છે. આ સ્થિતિમાંથી મારો કાંઈ છૂટકો થાય તેમ નથી. મારા પતિ મારા પ્રત્યે સ્હેજ દિલસોજી રાખે છે, પણ તેમની માતા તથા ભાભી આગળ તેમનું કાંઇ ચાલતું નથી, એટલે મારૂં દુઃખ તેમનાથી દૂર થાય તેમ નથી. આ દુઃખનો ક્યારે આરો આવશે ? પ્રભુ મને આમાંથી જલ્દી છૂટી કરે તો સારૂ એવી ભાવના થયા કરે છે. તમે પરોપકારનાં કાર્યો કરો છો, અને મારા જેવી દુઃખી બ્હેનોના દુઃખ જાણીને દૂર કરવા બનતો પ્રયત્ન ઉપદેશદ્વારા કરી રહ્યા છે, એવું મારી એક પ્રિય સખી લીલાવતીના મુખેથી સાંભળી આ પત્ર લખ્યો છે.

" પરોપકારી બ્હેન ! મારી સ્થિતિ કોઇ આગળ કહેવાય તેમ નથી. જો મારી સાસુ કે મારી નણંદ કે મારી જેઠાણી જાણે કે

મેં તમને મારા કુટુંબક્લેશની વાત કહી છે, તો મારા પર બમણો ત્રાસ થાય; માટે જો તમને મારા પ્રત્યે દયા આવતી હોય તો જરૂર મને કોઇ માર્ગ બતાવો કે જેથી મારી આ સ્થિતિ કાંઇક મારાથી સહન થઇ શકે. હાલ તો તમારા પત્રની આશાએ જીવતી દુઃખી કુસુમ—"

પ્રિય દુઃખી બ્હેન ! તારો પત્ર વાંચ્યો; ફરીફરીને વાંચ્યો. તારી સ્થિતિ વાસ્તે મને લાગી આવે છે; પણ આ હિંદુ સંસારમાં તું એકલી જ આવી સ્થિતિ ભોગવે છે, એમ નથી. તારા જેવી અનેક બ્હેનો આવી જ રીતે હિંદુ સંસારમાં કચરાય છે, રીબાય છે અને ઝુરે છે. તારા જેવી બ્હેનોના નિઃસાસા જે હૃદયમાંથી ધગધગતા અંગારાની ઝાળ જેવા નીકળે છે, તેના ઘરની લક્ષ્મી, સંપત્તિ, વૈભવ અને સુખ શાંતિ અદૃશ્ય થાય છે. મનુસ્મૃતિમાં લખ્યું છે કે **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः** જ્યાં સ્ત્રીઓની પૂજા ( સન્માન ) થાય. ત્યાં દેવો આવીને રમે. અમારે પૂજાવાની ઈચ્છા નથી, પણ એક મનુષ્ય તરીકેનું યોગ્ય સન્માન પણ ના મળે, ત્યાં કેવી શોચનીય દશા !

બ્હેન ! આ સ્થિતિમાં પણ પ્રભુનો ઉપકાર માનજે કે તારે વાસ્તે એક આશ્વાસનનું સ્થાન છે. તારાપર તારા પતિનો પ્રેમ છે, એ કાંઈ ઓછી આનંદજનક વાત નથી. એ પ્રેમની હુંફ તારી સાથે રાખ, એટલે દિવસનાં તારાં બધાં કાર્યોમાં નવું ચેતન્ય આવશે; અને હાલ જે કામ ગદ્ધા વૈતરા જેવું લાગે છે તે કામ પણ તને સુગમ લાગશે, અને તે કામ કરવા જતાં પણ તું અનેક પાઠ શીખીશ. બ્હેન ! બધા દિવસ કાંઇ આવા જશે નહિ. તારી નણંદ દશ વર્ષની છે, તેના બોલ સામું તું શું કરવા જુએ છે ? તું ભણેલી છે, તો તારી નણંદને તેના અભ્યાસમાં મદદ કર, એટલે તે તારા તરફ પ્રીતિથી ખેંચાશે. આમ થયું એટલે તે તને હેરાન કરવાને બદલે તારો પક્ષ લેશે. આપણામાં પ્રચલિત કહેવત છે કે " કામ કર્યા તેણે કામણ કર્યા." વળી " વનો વેરીને પણ વશ કરે છે."

બ્હેન! તારી જેઠાણીના છોકરાને રમાડવા લે, ખરા ભાવથી તેને રમાડ. તે બાળક નિર્દોષ છે, તેના પર પ્રીતિ રાખ. કોઇકવાર તું બાળકને રમાડતી હઇશ, તેવામાં કાંઇ કામ આવી પડશે તો તારી જેઠાણી તારે વાસ્તે તે કરી લેશે. રાત્રે નવરાશની વેળાએ સાસુ આગળ કોઈ કથાનું પુસ્તક વાંચી સંભળાવજે, અને તે દ્વારા આડકતરી રીતે તેમને બોધ આપજે.

વળી આ સાથે તારે પોતે પણ કેટલાક વિચાર કરવાના છે. પ્રિય બ્હેન! જે સ્થિતિમાં આપણે મૂકાઇએ છીએ, તે અકસ્માત આવતી નથી, આપણા પૂર્વજન્મોના કર્માનુસાર દરેક સ્થિતિ અને સંયોગ મળે છે; પણ તે સ્થિતિ કેવળ દુઃખ આપવા માટે નથી, પણ તેમાંથી આપણે કેટલાક પાઠ શીખવાના હોય છે. તે પાઠ આપણે શીખી રહીએ છીએ, એટલે તે દુઃખ અસર કરતું બંધ થઈ જાય છે. બ્હેન! તારે આમાંથી ધીરજ, સહનશીલતા, વચનસંયમ, પ્રતિકૂળ મનુષ્યો વચ્ચે નભાવી લેવાની શક્તિ વગેરે પાઠ શીખવાના છે. વળી તે સાથે એક અગત્યનો પાઠ તારે એ ગ્રહણ કરવાનો છે કે તારે તારી દુઃખમય સ્થિતિનો ખ્યાલ લાવી તારા જેવી દુઃખમાં પડેલી બ્હેનો માટે દીલસોજી રાખવી. જો દુઃખી બ્હેનો અન્ય દુઃખી બ્હેનોનાં દુઃખ ન સમજી શકે તો બીજું કોણ સમજી શકશે! વળી તું જ્યારે સાસુ બને ત્યારે તારી પુત્રવધૂ પ્રત્યે વધારે માયાળુ અને દિલસોજી રાખનારી થજે.

"ઘણાં કષ્ટકાળે ઘણું ધૈર્ય ધારો;" એ કવિનું વાક્ય સ્મરણ કરી હિમ્મત રાખજે. વળી તું કેવળ તારા દુઃખનો જ વિચાર કરે છે, તેથી તું વિશેષ દુઃખી થાય છે. પણ તને જે લાભ મળ્યા છે, તેનો તું કેમ વિચાર કરતી નથી? તને તારા પિતાએ વિદ્યા આપી છે, તે દ્વારા તું સારાં પુસ્તકો વાંચી શકે છે, તારા મન સાથે વિચાર કરી શકે છે, અને સારૂં ખોટું શું તે પારખી શકે છે. વળી તારૂં શીળ (ચારિત્ર) ઉત્તમ પ્રકારનું છે, એ શું તારી ઓછી વિભૂતિ છે? તારા પ્રત્યે તારા પતિનો પ્રેમ છે, એની શું ઓછી કિંમત છે!

બ્હેન ! તેં સતીચરિત્રનું પુસ્તક તો વાંચ્યું જ હશે. ના વાંચ્યું હોય તો તે મેળવી અવકાશ કાઢી જરૂર તે વાંચજે. તને તેથી જણાશે કે મહાન્ સતીઓને દરેકને માથે દુઃખ પડયાં છે. છતાં તેઓએ અડગ રહીને પોતાનો ટેક જાળવ્યો છે; તો તે ચરિત્રોમાંથી બોધ લઇ જરા વિશેષ હિમ્મતવાળી થા. કેવળ ગુલામડીની માફક કામ કરવાને બદલે રાણીની માફક કામ કરવા લાગીજા. પ્રભુ તને સહાય કરશે. આપણા સુખદુઃખમાં બીજાઓ તો નિમિત્ત માત્ર છે, ખરા કારણરૂપ તો આપણે પોતે જ છીએ. માટે બીજાઓના દોષ જોવા કરતાં પોતાના દોષ જોવા પ્રયત્ન કરવો. " આપ ભલા તો જગ ભલા " એ કહેવત પણ તને ક્યાં યાદ નથી ? પણ મારી વ્હાલી બ્હેન ! હું આમાં તારો વાંક કાઢતી નથી. દુઃખ વખતે મનુષ્યનું મન ગભરાઇ જાય છે, બુદ્ધિ અવરાઇ જાય છે, અને શું કરવું તે સુઝતું નથી, પણ તે છતાં બ્હેન ! રાત્રિને સમયે તારા આત્મબળનો વિચાર કરજે. તું દરેક સ્ત્રીની માફક પોતાને અબળા સમજે છે, અને ધારે છે કે અરે આ સ્થિતિમાં હું શું કરી શકું ? પણ તું અબળા નહિ પણ પ્રબળા છે. દરેકના આત્મામાં બળ રહેલું છે, તે બળ તારા પોતામાં છે. તે બળનો વિચાર કરજે. અને જેમ જેમ તું આત્મબળનો વિશેષ વિચાર કરીશ, તેમ તારી શક્તિ વિશેષ પ્રકટ થશે.

આ બધી બાબત સાથે એક વાત તને મારા હૃદયની જણાવું છું કે, આ તને એક યા બીજા રૂપે હેરાન કરનારાઓનું પણ અશુભ નહિ ઇચ્છતાં તેમણું પણ ભલું થાઓ, એવી ભાવના ખરા હૃદયથી રાખજે–તેમના પ્રત્યે પ્રેમ રાખજે. આપણને હેરાન કરનારાઓ પ્રત્યે પ્રેમ રાખવાનું કામ ઘણું કઠણ છે, પણ તે સિવાય બીજો ઉત્તમ માર્ગ નથી. શ્રી બુદ્ધભગવાને કહ્યું છે કે દ્વેષ કદાપિ દ્વેષથી નાશ પામતો નથી, પણ દ્વેષ પ્રેમથી જ નાશ પામે છે. માટે તેમના પ્રત્યે પ્રેમ રાખ અને જરૂર તારો પ્રેમ તેમને વશ કરી શકશે–તેઓ તારાં થશે. પ્રેમમાં–નિઃસ્વાર્થ ઉચ્ચ પ્રેમમાં–કેટલું બળ રહેલું છે, તેનો તને કાંઇપણ ખ્યાલ નથી. પણ એકવાર આ પ્રયોગ અજમાવ એટલે સર્વ તારે વશ થશે, અને

તારૂં દુઃખ દૂર થશે, એટલું જ નહિ પણ તું સર્વની સ્વામિની થઇશ, અને તારી ઇચ્છા પ્રમાણે સર્વ ચાલવા લાગશે. આ તને તારી હાલની સ્થિતિમાં સ્વપ્ન સમાન લાગે છે; પણ બ્હેન! મને તેનો અનુભવ છે. તું પણ તે પ્રયોગ અજમાવી જો, અને પછી શું પરિણામ આવે છે તે જો. તને તે ઉજ્વળ ભવિષ્યનો અનુભવ થાય અને તું તારી જાતે દુઃખ-મુક્ત થાય, ત્યાં સુધી તારી આ સ્થિતિ વાસ્તે મારી તારા પ્રત્યે પૂર્ણ દીલસોજી છે. મેં આપેલી સલાહમાં કોઇપણ વિચાર તને ન સમજાય તો મને લખી જણાવજે. મને યોગ્ય લાગ્યું તે જણાવ્યું છે. પ્રભુ તને સન્મતિ આપો. વિશેષ શું લખું?

લી. તારી સદાની શુભેચ્છક

"ચંદા."



# પત્ર ૫ મો.

## સ્નેહનો સાચો માર્ગ.

પ્રિય બ્હેન ગોદાવરી !

તારો પત્ર મળ્યો. તું સ્નેહનું સાચું સ્વરૂપ સમજતી નહિ હોવાથી અનેક વાતે મુંઝાય છે. તારામાં માનુષી સ્નેહ છે, પણ તે સ્નેહમાં સ્વાર્થ હોય છે, અને સ્વાર્થને અંગે તારામાં ઈર્ષ્યા પ્રકટે છે! વળી એ ઈર્ષ્યાથી તારો સ્નેહ કલુષિત બને છે, અને તું દુઃખી થાય છે. મને તારી સ્થિતિની દયા આવે છે. તું હજુ સ્વાર્થી સ્નેહની પેલીપાર જવા શક્તિમાન્ થઇ નથી. તારો સ્નેહ વ્યાપારી જેવો છે. કવિ **ભવભૂતિ** લખે છે કેઃ—

**व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुः ।**
**न खलु बहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते ॥**

કાંઇક આંતર કારણ જુદા જુદા પદાર્થોને તેમજ મનુષ્યોને એક બીજા સાથે જોડે છે. પ્રીતિ એ બહારની ઉપાધિ પર આધાર રાખતી નથી. આ **ભવભૂતિ**નાં વચનો આપણને જણાવે છે કે પ્રેમનો આધાર રૂપ ઉપર, કે લક્ષ્મી ઉપર, કે વય ઉપર, કે જાતિ ઉપર, કે બહારના કોઇ કારણપર નથી, પણ તે અંદરથી સ્વાભાવિક રીતે બીજા પ્રત્યે સ્ફુરે છે.

સાક્ષર ગોવર્ધનરામ લખે છે કેઃ—

એ મિત્રતા વા સ્નેહ કહો, તે હાર્દ દંપતી ભાવનું;
રસ ઐક્યથી ઉત્પન્ન થઇ રસ ઐક્યને વધારતું,
રસ ઐક્ય તો નહિ હોય ત્યાં ક્યમ મિત્રતા એ સંભવે ?
રસ ઐક્ય વળી વિધિવણ નહિ ઇતર કો સરજી શકે.

ખરા પ્રેમમાં ઈર્ષ્યા ન હોઇ શકે. તમે તમારી સખી **લી**લાવતીને ખરા પ્રેમથી ચ્હાઓ છો, અને **લી**લાવતી તમને ચ્હાય છે તેમ જ **મ**હાલક્ષ્મી બ્હેનને ચ્હાય છે. આ તમારાથી સહન થતું નથી.

તમને ઈર્ષ્યા આવે છે. જો **લી**લાવતીને **મ**હાલક્ષ્મી પર પ્રેમ રાખવાથી આનંદ આવતો હોય તો તેમાં વિઘ્ન નાખવાનો તમને શો અધિકાર છે? તેની ઈર્ષ્યા કરવાથી તમે **લી**લાવતી બ્હેનનો તમારા પ્રત્યેનો પ્રેમ ઓછો કરવાના કારણભૂત બનો છો, અને આ રીતે તમે જાતે દુઃખી બનો છો, અને બીજાને દુઃખી કરો છો. પણ આ બધાનું કારણ એ જ છે કે તમે માનુષી પ્રેમની પેલીપારનું જીવન અનુભવ્યું નથી. તમે સ્થૂળ **લી**લાવતીને ચ્હાઓ છો, અને **લી**લાવતીનો આત્મા તમને, **મ**હાલક્ષ્મીને, તથા તેની બીજી અનેક સખીઓના આત્માને એક સાથે ચ્હાઇ શકે, એ તમને વિચિત્ર લાગે છે, પણ તેમાં વિચિત્રતા કાંઇ નથી. મહાન્ આત્માઓ આખા જગતના જીવો પર પ્રેમ રાખી શકે છે.

વળી તમારા **શા**ન્તા બ્હેન સંબંધના પ્રસંગમાં પણ તમને દુઃખ થયું છે, એમ તમે જણાવો છો. આમાં પણ તમારો સ્વાર્થી પ્રેમજ તમારા દુઃખનું કારણ છે. તમે **શા**ન્તા બ્હેનને ચ્હાઓ છો, એ હું જાણું છું; અને તેના બદલામાં તે તમારાપર પ્રીતિ રાખે તો બન્નેના હિતાર્થે ઇચ્છિવા યોગ્ય છે, પણ તમને " તું મને ચ્હા " એમ કહેવાનો હક્ક નથી. ખરો પ્રેમી બદલાની આશા વિના પ્રેમ અર્પે છે. જો તમારો પ્રેમ **શા**ન્તા બ્હેન વાસ્તે ખરો હશે તો **શા**ન્તા બ્હેનના હૃદયમાં તેનો પડઘો પડયા વિના રહેશે નહિ; અને કદાચ બ્હારથી તે ન બતાવે, પણ તેનો અંતર આત્મા તો તે કબુલ કરે છે, અને મારૂં માનવું છે કે લાંબો સમય જશે નહિ તે પૂર્વે તો **શા**ન્તા બ્હેન પોતાનું મૌન તજી તમારા પર પ્રીતિ રાખશે. પણ તેટલીવાર સુધી તમારે ધીરજ અને નમ્રતા રાખવી પડશે. પ્રેમ પ્રેમને પોષે છે અને વિશ્વાસ વિશ્વાસને પોષે છે, એ સૂત્રનો અનુભવ તમને અને મને ક્યાં નથી થતો?

વ્હાલી વ્હેન ! તમે તથા ચંદન વ્હેન પૂર્વના ૠણાનુબંધથી એક કુટુંબમાં ભેગા થયાં છો. તમારી પ્રીતિ, આત્મભોગ, અને સહનશીલતા છતાં તે તમારા પ્રત્યે નિર્દયતાથી વર્તે છે, નિર્દયી અને કૃતધ્ની કામ કરે છે. આથી તમારા દુઃખનો પાર નથી. તમે પણ કોઇ વાર વેર લેવાને દોરાઓ છો. તમે પણ સામો હાથ ઉગામવા આતુર બનો છો. કર્મના નિયમપરનો તમારો વિશ્વાસ ડગી જાય છે. દ્વેષ દ્વેષથી નહિ પણ પ્રેમથી નાશ પામે છે, એ નિયમને કોરાણે મૂકી તમે તે ચંદન પ્રત્યે દ્વેષ કરવા દોરાઓ છો; પણ ગુણાનુરાગી વ્હેન ! જરા ધીરજ રાખો. તમે વિશેષ ક્ષમા અને નમ્રતા રાખી વર્તો. તમારો તેની સાથેનો ચોપડો ચોકખો થાય છે, તે નવું કર્મ ઉપાર્જન કરે છે, તે માટે ખરેખર દયા-પાત્ર છે. મને ખાત્રી છે કે જેવું વર્તન તમે તેના પ્રત્યે દયા, ક્ષમા, અને ઉદારતાનું રાખવા માંડયું છે, તેવું જો રાખ્યાં કરશો તો તે જરૂર પસ્તાશે, પોતાની ભૂલો કબુલ કરશે, અને પોતાનું જીવન સુધારી નવીન માર્ગ ગ્રહણ કરશે. આ બધું કામ થતાં ઘણો સમય લાગશે, પણ તમારા દ્વેષથી કે અનુદારતાથી તેના આ સુધારાના કામમાં અંતરાય નાખશો નહિ. શ્રી બુદ્ધે યથાર્થ કહ્યું છે કેઃ

" જે મનુષ્ય સત્ય બોલશે તેની સાથે હું સત્ય બોલીશ, પણ જે મનુષ્ય અસત્ય બોલશે, તેની સાથે પણ સત્ય બોલી તેને હું સત્યનો પાઠ શીખવીશ. જે મનુષ્ય ઉદાર હશે તેની સાથે હું ઉદાર થઇશ, પણ જે મનુષ્ય મારી સાથે અનુદાર થશે, તેની સાથે ઉદારતા દર્શાવી તેને હું ઉદારતાનો પાઠ શીખવીશ. જે મારા પર પ્રેમ રાખશે તેનાપર પ્રેમ રાખીશ, પણ જે મારા પર દ્વેષ રાખશે તેના પર પણ પ્રેમ રાખી તેને હું પ્રેમનો પાઠ શીખવીશ. "

પ્રેમમાં ત્રણ સ્થિતિઓ છે તે જો બરાબર તમે સમજશો તો તમારી ઘણી શંકાઓનું સમાધાન થશે, અને તમારી મુંઝવણનો ઉકેલ આવશે.

(૧) શરૂઆતમાં પ્રેમી ભોગ આપે છે, પણ તેને દુ:ખ થાય છે. જે કંઈ આપે છે, તેટલું પોતાની પાસેથી ઓછું થયું એમ લાગે છે. આત્મા આનંદ સ્વરૂપી હોવાથી, અને ખરો આનદ આપવામાં સમાયેલો હોવાથી આત્મા આપતી વખતે પાછું વાળી જોતો નથી, પણ પ્રકૃતિનું બનેલું શરીર આપવા ના પાડે છે. તે શરીર વિચારે છે કે આપવાથી મારૂં એટલું ઓછું થશે. માટે પ્રથમની સ્થિતિમાં પ્રકૃતિ આત્મા કરતાં વધારે પ્રબળ લાગે છે.

(૨) બીજી સ્થિતિમાં આપવું કર્તવ્યરૂપ મનાય છે. એક બીજાને પરસ્પર આપવું એ ધર્મ છે, ફરજ છે, કર્તવ્ય છે એમ ગણાય છે. સામો મનુષ્ય આપણા પર પ્રેમ રાખે છે, માટે આપણે પણ તેના પ્રત્યે પ્રેમ રાખવો એ આપણો ધર્મ છે. પ્રેમીજનોને વાસ્તે ભોગ આપવામાં પોતાની ફરજ જણાય છે. આ સ્થિતિમાં પ્રકૃતિ અને પુરૂષનું જડ અને ચેતનનુ–બળ સમાન લાગે છે.

(૩) ત્રીજી સ્થિતિમાં આપવું આનંદજનક લાગે છે. ત્યાં લેવા કરતાં આપવામાં વિશેષ આનંદ જણાય છે. અહીં આત્મા પ્રકૃતિપર રાજ્ય ચલાવે છે. પ્રકૃતિ આત્માને આધીન થાય છે. આત્મા આપવાનું કહે એટલે શરીર આડે આવતું નથી. તે પણ આનંદ પામે છે. મારા બંધુના એક મિત્રનો સ્વભાવ બહુ પરોપકારી હતો. તે પોતાના મિત્રો તથા સ્નેહીઓને પોતાને ત્યાં ઘણીવાર જમવા માટે આમંત્રણ કરતો. તે તેની સ્ત્રીને પસંદ પડતું નહિ; છતાં પતિની આજ્ઞા માથે ચઢાવી તે તેમને સારી રીતે જમાડતી હતી. એમ ઘણીવાર થયું ત્યારે સ્ત્રી પણ સમજી ગઇ કે હવે જમાડયા વિના છુટકો નથી, એટલે તે રાજી ખુશીથી જમાડવા લાગી. તેજ રીતે આત્મા આપે તે પ્રકૃતિને ગમે નહિ, પણ પ્રકૃતિદ્વારા વારંવાર આપવાનું થાય એટલે આત્મા જ્યારે કંઈ પણ આપવાનો વિચાર કરે ત્યારે પ્રકૃતિ અંતરાયરૂપ થઇ શકે નહિ. માટે પ્રકૃતિની વિરૂદ્ધ થઇને પણ ભોગ આપતાં શીખો, એટલે બીચારી પ્રકૃતિ તાબે થઈ જશે. આત્માનો સ્વભાવ આનંદ છે. અને આપવું તે તેનો

સ્વભાવ છે. માટે ખરો પ્રેમી આપવામાંજ—બીજાના હિતાર્થે પોતાની શક્તિઓનો ઉપયોગ કરવામાંજ—આનંદ માને છે. લેવાથી પ્રકૃતિ—હલકો સ્વભાવ ખુશ થાય છે. આપવાથી આત્મા—ઉચ્ચ સ્વભાવ પ્રસન્ન થાય છે. આ પાઠ ઘણા ભવ સુધી શીખવાનો છે. આ પત્ર સાચવશો, વારંવાર વાંચશો, અને પ્રથમથી બીજી સ્થિતિમાં, અને બીજીમાંથી ત્રીજી સ્થિતિમાં આવવા પ્રયત્ન કરશો તો સ્વાર્થ અને ઈર્ષ્યાનાં તત્ત્વો તમારા પ્રેમમાંથી ચાલ્યાં જશે, અને તમારો નિર્મળ પ્રેમ પોતાના ભવ્ય સ્વરૂપમાં પ્રકટ થશે, અને તમે તમારા સંબંધમાં આવનારી સર્વ વ્યક્તિઓ ઉપર આનંદ અને શાન્તિ પ્રસરાવશો.

લી. તમારી સદાની સખી

**બ્હેન ભાગીરથીના**

સસ્નેહ પ્રણામ.



# પત્ર ૬ ઠ્ઠો.

## હૃદયનું ઉદ્ઘાટન.

પ્રિય સખી સરોજ!

તમારો પત્ર મળ્યો. વાંચી આનંદ સાથે ધૈર્ય અનુભવ્યું. તમે જાણે મારા હૃદયનો સ્પર્શ કરી પત્ર લખ્યો હોય, એમ મને લાગ્યું. મારી અનેક શંકાઓનું તેથી સમાધાન થતું ભાસ્યું. તે પત્ર વાંચતાં મારા મનમાં જે વિચારો ઉદ્‌ભવ્યા તે પણ વિના સંકોચે તમારી સંમુખ લખી જણાવું છું; તેમાં જો મારી ભૂલ થતી હોય તો તે બતાવશો કે જેથી મારા વિચારો વધારે ઉન્નત થાય.

પ્રથમ હું જો કોઇ દુઃખી મનુષ્યોના સંબંધમાં આવતી અથવા કોઇના દુઃખની વાત સાંભળતી કે મારા હૃદયમાં આઘાત થતો, અને તેથી સંસારમાં બહુ જ દુઃખ છે, એવા શબ્દો હું ઉચ્ચારતી હતી, પણ પ્રિય સખી! તારો પત્ર આવ્યા પછી મને એક સ્વપ્ન આવ્યું, તેમાં કોઇ દિવ્ય પુરૂષે મને જણાવ્યું કે, "શુભ માર્ગ પ્રવાસી આત્મન્! સંસારમાં બહુ જ દુઃખ છે, એ શબ્દો હવે તું બોલીશ નહિ. એ શબ્દો તારી વાણીમાંથી એટલું જ નહિ પણ તારા શબ્દકોષમાંથી–તારા મગજમાંથી પણ કાઢી નાંખ. જે બનાવ બને છે, તે સારા વાસ્તે બને છે, તો પછી સંસારમાં બહુ જ દુઃખ છે, એમ કહેવાય જ કેમ? સંસારમાં બહુ દુઃખ છે, એમ કહેવાને બદલે સંસાર એ અનુભવ આપનારી શાળા છે, ઉન્નતિનો ખજાનો છે–એ શબ્દો વારંવાર ઉચ્ચારતી રહેજે કે જેથી તને પોતાને અને તને સાંભળનારને ફાયદો થાય." આ શબ્દોએ મારા જીવન પર પ્રબળ અસર કરવા માંડી છે. સંસારમાં બહુજ દુઃખ છે, એવા શબ્દો તે પછી હું બોલતી નથી. કદાપિ હૃદયમાં કોઇ કારણથી

આઘાત થાય, અને તે શબ્દો બોલવાની ઇચ્છા થાય કે તરતજ સ્વામીનો ઉપદેશ યાદ આવવાથી અટકું છું.

વળી તમે લખ્યું કે બાહ્ય સ્થિતિ આપણે ઝાઝી સુધારી શકીએ નહિ, પણ અંતર સ્થિતિ તો આપણા ધાર્યા પ્રમાણે સુધારી શકીએ. આ શબ્દો વાંચતાં મને મને અત્યંત આનંદ થયો, પણ તેનો બરાબર અનુભવ કરવાને સમય જોઇશે એમ લાગે છે. હું તેનું રહસ્ય સમજું છું, પણ શબ્દોમાં શી રીતે દર્શાવવું તે મને બરાબર આવડતું નથી.

વૃત્તિઓ ઉપર કાબુ મળે તો જ સમતા રાખી શકાય, અને મહાન્ સોક્રેટીઝની માફક દુ:ખને પણ સુખરૂપે માની શકાય. વૃત્તિઓ ઉપર કાબુ મેળવવાને તમે જે યોજના બતાવી, તેવી જ યોજના મેં "સંસારમાં સુખ ક્યાં છે?" એ પુસ્તકમાં વાંચી હતી, તથા "પ્રભુમય જીવન"માં પણ એવા જ ઉદ્દગારો હતા. "સંસારમાં સુખ ક્યાં છે?" એ પુસ્તક મેં પુરૂં વાંચ્યું. મને તે ઘણું ગમ્યું. મારી એક બ્હેનપણી જેને તમે પણ ઓળખો છો—તે બ્હારગામ રહે છે. તે ઘણી જ દુ:ખી રહ્યાં કરે છે. તેને એ પુસ્તક ઘણું જ ઉપયોગી થશે એમ ધારી મેં તેના પર મોકલી આપ્યું. તમારી પાસે તે પુસ્તકની બીજી નકલ હોય તો મને આપવા કૃપા કરશો.

મોટા પુરૂષો સંસારમાં રહેવા છતાં સંસારને શીખવાની શાળા માને છે. તેજ સંસારને ગૃહસ્થાશ્રમીઓ કાશીના કરવત જેવું ગણી તેની તળે બન્ને બાજુએથી કપાય છે. દુ:ખ **સંસારમાં** છે કે **વૃત્તિમાં** છે, તે બહુ જ થોડા સમજે છે. બ્હેન! મને તો હવે એમ ભાસવા લાગ્યું છે કે દુ:ખ મોટે ભાગે આપણા મનની વૃત્તિમાં છે. મનુષ્યજાતિનો મોટો ભાગ સંસારમાં મોજમજા ભોગવવા આવ્યો હોય, એમ પોતાને ગણે છે, અને જ્યારે કોઇપણ પ્રકારનું દુ:ખ જગતમાં દેખે છે, ત્યારે તેથી કંટાળે છે. ત્યારે જ્ઞાનીઓ આ સંસારને અનુભવ આપનારી શાળા માને છે, અને તેથી સુખદુ:ખમાં સમતા રાખી શકે છે. દાખલા તરીકે એક નાના બાળકને આપણે વચન આપ્યું કે આવતી કાલે તને મગસપૂરી અને

દૂધપાક જમવા આપીશ. કોઇ કારણને લીધે તે ન થાય તો બાળક શોક કરે છે, પણ મોટી વયનો મનુષ્ય ક્યાં કારણોને લીધે તે થવા નથી પામ્યું, તે સમજે છે અને તેથી શોક કરતો નથી. બાળજીવો પોતે સુખ ભોગવવા આવ્યા છે એમ માને છે, અને જરાપણ પ્રતિકૂળ પ્રસંગો મળતાં શોક ધારણ કરે છે. પણ પુખ્ત જીવાત્માઓ આ સંસારમાં પોતે શા સારૂ જન્મ લીધો છે, તે જાણે છે અને તેથી પોતાને મળેલી સ્થિતિમાં સંતુષ્ટ રહી શકે છે. શાળામાં ભણતાં અનેક વિટંબણાઓ સહન કરવી પડે છે, પણ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતાં તે જ્ઞાન ઉપયોગી નીવડે છે. તેવીજ વૃત્તિ રાખી સંસારરૂપી શાળા જે પાઠ શીખવે તે આનંદપૂર્વક શીખવા તૈયાર રહેવું.

જેમનો સ્વભાવ લાગણીવાળો છે, તેવા મનુષ્યોને સુખદુ:ખની વિશેષ અસર થાય છે. તો તેવે પ્રસંગે સંયમ કેમ કરવો, તે તમે બહુ સારી રીતે સમજાવ્યું છે. વળી તમે લખો છો કે પ્રતિકૂળ મનુષ્યને તમારા પ્રેમથી અનુકૂળ બનાવો. તમારા શબ્દોનો મારા ધારવા પ્રમાણે એવો અર્થ હશે કે કુદરતે કાંઇક હેતુપૂર્વક જ આપણને અમુક મનુષ્યના સંબંધમાં મૂક્યા હશે, એમ ધારી તે મનુષ્યની આજ્ઞા પ્રમાણે કામ કરવું, એટલે તકરાર ઓછી થાય, બન્ને વચ્ચે અરૂચિની લાગણી ઘટતી જાય, અને વળી તે વ્યક્તિ નવું કર્મ ન બાંધે.

મને એક દિવસ એવો વિચાર આવ્યો કે સામો મનુષ્ય આપણા પ્રત્યે પોતાનું કર્તવ્ય બજાવે છે કે નહિ, તે જોવાનું નથી. પણ આપણે તેની તરફ આપણું કર્તવ્ય બજાવીએ છીએ કે નહિ તે જોવાનું છે. કારણ કે તે આપણો દેવાદાર ન હોય, અને તેથી તે આપણા પ્રત્યે ફરજ ન પણ બજાવે; પણ તે આપણો લેણદાર હોય, માટે આપણે તેના તરફની આપણી ફરજો બજાવવી કે જેથી કર્મનું દેવું પતી જાય અને આપણે છૂટા થઇએ. કેટલાક સંબંધીઓ લેણું આપવા આવ્યા હોય, તે આપણા પ્રત્યે પોતાની ફરજો બજાવે, પણ જેઓ લેવા આવ્યા હોય તે ન પણ બજાવે, પણ આપણે તો બન્ને પ્રત્યે આપણી ફરજો બજાવવી, એમ

મારૂં તો માનવું છે. જ્યારે મને એમ લાગે છે કે અમુક વ્યક્તિ મારી કાળજી રાખતી નથી, તેથી મને ઓછું આવે છે, ત્યારે ઉપર પ્રમાણે વિચાર કરૂં છું. એટલે મનને સંતોષ થાય છે અને મનનું ચક્ર લાંબું ચાલતું બંધ થાય છે.

વળી પ્રિય બ્હેન! દુઃખ આવે એ તો આપણને માન મળ્યા બરાબર ગણવું, એ તમારા સુંદર શબ્દો વાસ્તે તમારો જેટલો આભાર માનું તેટલો ઓછો.

જે મનુષ્યને દુઃખ પડે છે, તેને જ પ્રભુ મળે છે, એમ ધારીએ તો વળી દુઃખમાં ઘણો જ આનંદ થાય. પણ ખરેખર જેનાં ધનભાગ્ય હોય તે જ તમારાં પત્રમાં લખ્યા પ્રમાણેનું જીવન ગાળે. હું પણ મારાં પોતાનાં ધનભાગ્ય સમજું છું કે તમારા જેવા સુશિક્ષિત અને ચારિત્ર-શીલ બ્હેન પોતાના સમયનો ભોગ આપી મારા હિતાર્થે પત્રો લખે છે, અને તેથી ભવિષ્યમાં હું એવું જીવન ગાળવાને ભાગ્યશાળી થાઉં, એવી પ્રભુ પાસે મારી અંતઃકરની પ્રાર્થના છે.

લી.

તમારી સદાની જ્ઞાનાભિલાષી

બ્હેન **પુષ્પાવતીના** સસ્નેહ પ્રણામ.



# પત્ર ૭ મો.

## પતિપ્રેમનો અભાવ.

સત્યજીજ્ઞાસુ પ્રિયસખી પુષ્પાવતી !

તારો પત્ર મળ્યો. તારી સ્થિતિ વાસ્તે મને ખરા અંતઃકરણથી દુઃખ થાય છે. કારણ કે તારો સ્વભાવ સુશીલ અને પ્રેમાળ છતાં તારા પતિ તરફથી તને નિરંતર દુઃખનું કારણ રહ્યાં કરે છે. તું એકાંતમાં બેસી ચોધાર આંસુ પાડે છે, અને તે વાતની તારા કુંટુંબીઓને કે તારા પિતૃપક્ષના સ્વજનોને ખબર પડવા દેતી નથી. બહારથી હસતું મુખ રાખી જાણે કાંઈ પણ ન બન્યું હોય, તેવો ભાવ રાખી તું સદા વર્તે છે; પણ છેવટે તારાથી તે વાત છુપી રાખી શકાઈ નહિ. તેં મને તારી વિશ્વાસપાત્ર સખી જાણી મારા આગળ તારા હૃદયનો પડદો ઉઘાડયો. બ્હેન ! વિશ્વાસ રાખજે. જે વાત મારે કાને પડી, તે બીજા કાને જવા પામશે નહિ. કારણ કે પારકી ખાનગી વાત બ્હાર પાડતાં કેવાં માઠાં અને અને ત્રાસદાયક પરિણામો આવે છે, તે આ તારી સખીથી અજાણ્યું નથી, પણ આટલું તો હું તને જણાવવાની મારી ફરજ વિચારૂં છું કે જેવી રીતે તેં મારી આગળ તારૂં હૃદય ખુલ્લું કર્યું છે, તેવું બીજા કોઇ આગળ ખુલ્લું કરવાની મૂર્ખતા કરતી ના. કારણ કે એક વિદ્વાન્ નાટક-કારે લખ્યું છે તે પ્રમાણેઃ—

> બ્હેની ! દીલ ન દઇએ, કોઇને કદાપિ;
> દીલ તો છે કીડો જગત્ ઝાઝું પાપી.
> કીડાની પીડા કહો શું પાપીઆને;
> પલકમાં રમાડી પછી દેશે દાબી. બ્હેની.

માટે સ્વજન સિવાય—જેને આપણું પોતાનું જન—માણસ માની શકીએ તે સિવાય—બીજા કોઈ આગળ હૃદય ઉઘાડવાથી આપણું દુઃખ

ઓછું થતું નથી, પણ તે દુઃખમાં ઉમેરો થાય છે, અને સ્વજન આગળ તો દુઃખ હૃદયનાં દ્વાર ખુલ્લાં કરી બ્હાર નીકળી જાય છે.

આટલી સૂચના આપ્યા પછી હવે તેં જણાવેલી હકીકતનો વિચાર કરીએ. સ્ત્રીને મન પતિના પ્રેમ સમાન આ જગતમાં બીજું એક પણ સુખ નથી, અને પતિના પ્રેમના અભાવ સમાન બીજું કાંઇ દુઃખ નથી; એ તારાથી ક્યાં અજાણ્યું છે? છતાં તારે તારી આ સ્થિતિમાં સુખ મેળવવું હોય અને શાંતિ પ્રાપ્ત કરવી હોય તો નીચેની બાબતો ધ્યાન પૂર્વક વિચારજે, અને જે યોગ્ય લાગે તે માર્ગ સ્વીકારજે.

તું જણાવે છે કે પતિને પ્રસન્ન કરવાના તારા બધા માર્ગો નિષ્ફળ ગયા. હું એ માની શકતી નથી. તારા પતિ સામાન્ય મનુષ્ય કરતાં કાંઈ વિશેષ ખરાબ હોય એમ તો હું ધારતી નથી. કદાચ પૂર્વના ઋણાનુબંધના સંબંધને લીધે તને જોઈ તેમનામાં વૈર ઉત્પન્ન થતું હોય તો તે કોણ કહી શકે? પણ તેવી સ્થિતિમાં પણ મારી તો સલાહ એ જ છે કે તું વિશેષ ઉદાર થા, અને તારા પ્રેમથી તેમનો દ્વેષ જીતી લે. આ કામ ઘણું કઠણ છે, કહેવા કરતાં કરવું ઘણું દુઃખકર છે. પણ આમ કરવાથી લાંબા વખત સુધી કરવાથી તેમનો દ્વેષ ઘટતો જશે. અને ધીમે ધીમે તે તને વ્હાલા લાગશે. તેથી તને પણ સુખ થશે અને તેમના હૃદયમાં દ્વેષને બદલે પ્રેમ જાગ્રત થશે, એથી તેમનું પણ કલ્યાણ થશે, અને તમે ઉભય સાથે રહી વિશેષ સુખી જીવન ગાળી શકશો. બ્હેન! તેં ખરા પ્રેમનું સામર્થ્ય અનુભવ્યું નથી. સિંહ અને વ્યાઘ્ર જેવા હિંસક પશુઓ પણ પ્રેમને આધીન થાય છે, તો મનુષ્યની શી ગતિ? મારા પતિએ મને એકવાર સમજાવ્યું હતું કે—

"હૃદયો ગજવેલ જેવાં નથી, અને ગજવેલ પણ વળે છે,
હૃદયો ચકમક જેવાં કઠણ નથી, અને ચકમક પણ ભાગે છે."

ચકમક અને ગજવેલ કરતાં મનુષ્ય હૃદય વિશેષ કઠણ હોઈ શકે નહિ. તો હે બ્હેન! જો તારો તારા પતિ પ્રત્યેનો પ્રેમ જીગરનો હશે તો જરૂર તેમના પર અસર કર્યા વિના રહેશે નહિ. ફળની સિદ્ધિ થતાં

વાર લાગે તો ગભરાઇને તારો પ્રયત્ન તજી દેતી ના. પ્રેમ પર્વતને હલાવે તો મનુષ્યના દિલને શું ન હલાવી શકે? બ્હેન! વિશ્વાસ રાખ અને સૌ સારાં વાનાં થશે.

વ્હાલી પુષ્પા! એક બીજી બાબત ઉપર હવે હું તારૂં ધ્યાન ખેંચવા માગું છું. ગ્રીસ દેશના મહાત્મા **સોક્રેટીઝને** જે સ્ત્રી મળી હતી, તે ઘણી કઠોર સ્વભાવની હતી. તેને કર્કશા કહીએ તો ખોટું નહિ. તે તેના પતિને અતિશય સંતાપતી હતી. એવો એક પણ દિવસ નહિ ગયો હોય કે જ્યારે આ બાઈ **સોક્રેટીઝને** કોઈને કોઈ નિમિત્તે હેરાન કર્યા વિના રહી હોય, તેનાં વાગ્બાણ નિરંતર ચાલુ જ હતાં. એક દિવસ આવાં ઘણાં વાગ્બાણનો પ્રહાર ખમી **સોક્રેટીઝ** ઘરની બહાર નીકળ્યો કે તે સ્ત્રીએ મેડાની બારીએથી તેના પર મલીન જળનું કુંડું નાંખ્યું. **સોક્રેટીઝે** હસતા વદને કહ્યું "જ્યારે વરસાદ ગરજે, ત્યારે વરસ્યા વિના રહે નહિ." તે સમજતો હતો કે તેના પોતાનામાં સહનશીલતા, ધૈર્ય, ક્ષમા વગેરે સદ્ગુણો ખીલે, તે માટે જ આવી સ્ત્રી તેને મળી હતી. તું પણ **સોક્રેટીઝની** માફક વિચાર કરી શકે કે તેવા જ ગુણો તારામાં ખીલે માટે જ તને આવો પ્રેમહીન પતિ મળ્યો છે. જો તું ભૂતકાળનાં કર્મો રોઇ રોઇને ભોગવશે તો જરૂર નવાં કર્મ બંધાશે. હવે તો હિંમત રાખી જે કાંઇ આવી પડે તે આનંદપૂર્વક સહન કર. જે બોધ સુખમાં મળતો નથી તે દુ:ખમાં મળે છે; માટે દુ:ખરૂપ ગુરૂ જે બોધ તને આપે તે શાંતિપૂર્વક સાંભળ અને તારા પતિનો કે બીજા કોઇનો દોષ કાઢયા વિના વીરતાથી તારાં દુ:ખો ભોગવી લે. ધર્મ શાસ્ત્રો યથાર્થ જણાવે છે કે:—"આપણાં સુખદુ:ખનાં ખરાં કારણો આપણે પોતેજ છીએ. બીજાઓ તો નિમિત્ત માત્ર છે." તારા પતિ પણ તારા દુ:ખનું નિમિત્ત કારણ છે, માટે નિમિત્ત કારણ પ્રત્યે તિરસ્કાર કે દ્વેષ કર્યા સિવાય તારા પૂર્વ જન્મોનાં કૃત્યોના વિચાર કર કે જેના પરિણામે તારી આવી સ્થિતિ થઇ છે. તિરસ્કાર કે દ્વેષથી તો નવાં કર્મો બંધાશે અને ભવિષ્યમાં પણ આવાજ પ્રકારની સ્થિતિ ભોગવવાનો સમય આવશે.

તું લખે છે કે "હું પ્રેમની ભૂખી છુ, અને મારા પતિ તરફથી પ્રેમ મળતો નથી. તેથી મારૂં હૃદય ચીરાય છે." બ્હેન ! તારી હકીકત ખરી છે. મનુષ્યો પૈસાના અભાવે, અથવા અમુક વસ્તુના અભાવે જેટલા દુઃખી છે તેના કરતાં પ્રેમના અભાવે વિશેષ દુઃખી છે, એ હું જાણું છું; પણ હવે તારે માટે એકજ માર્ગ છે. તારો પ્રેમ પ્રભુ પ્રત્યે જોડ. મીરાંબાઇએ પોતાનો પ્રેમ પ્રભુ પ્રત્યે જોડયો હતો, તેમ તું પણ તારૂં ચિત્ત હવે તે પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે દોરવ.

જરૂર તારા પ્રેમની ભૂખ તે ભાગશે. જ્યારે મનુષ્યને કોઇ પણ આધાર રહેતો નથી, ત્યારે પરમાત્માજ તેનો આધાર બને છે. માટે હવે ઐહિક પદાર્થો તરફથી તારૂં મન ખસેડી ઉચ્ચ વસ્તુઓમાં તારા મનને જોડ. તારા હૃદયની નિર્મળતા અને તારા પ્રભુ પ્રત્યેના પ્રેમને લીધે તારા હૃદયમાં અપૂર્વ શાંતિ વ્યાપશે. અને સ્થૂલવડે તને જે સુખ મળી શકત, તેના કરતાં અનંત ઘણું સુખ તારા આત્માને પ્રાપ્ત થશે. બ્હેન ! ભક્તિ રસનો સ્વાદ ચાખી જો, અને પછી તને તે સિવાય બીજું કાંઇ પણ ગમશે નહિ.

ગમે તેવા વિકટ પ્રસંગો આવે, ઘરનાં સર્વ મનુષ્યો પણ એકવાર કદાચ પ્રતિકૂળ થઇ જાય, છતાં તું તારા ઉચ્ચ સ્વભાવને અને પવિત્રતાને તજતી ના. બ્હેન ! સંયોગો તો કાલ બદલાશે, પણ જો એકવાર તારા શ્વેતવસ્ત્ર પર ડાઘ લાગ્યો તો તે હમેશને માટે જશે નહિ.

આ સાથે એ પણ કહેવાની જરૂર હું વિચારૂં છું કે તારે તારા બાહ્ય જીવનમાં કાંઇ પણ ફેરફાર હાલ કરવાનો નથી. તારા મનને ફેરવ અને જરૂર તું સુખ અને શાંતિના માર્ગ ભણી આવીશ.

જ્યાં સુધી બને ત્યાં સુધી પ્રથમ માર્ગ સ્વીકારજે. તે ન બને તો બીજો માર્ગ લેજે. અને તે પણ ન બને તેઃ છેવટે આ ત્રીજો માર્ગ તારે વાસ્તે ખુલ્લો છે. એમ મારૂં માનવું છે.

પત્રમાં શું વિશેષ ખુલાસો આપી શકું ? છતાં એટલું તો જણાવું છું કે તારા દુઃખમાં મારો ભાગ છે, અને તને શાંતિ મળે તે જોવાને ઉત્સુક,

તારી સદાની સખી,

**બ્હેન સરોજ.**

# પત્ર ૮ મો.

## આશા અને નિરાશા.

**સત્ય જીજ્ઞાસુ સખી સુભદ્રા !**

તારો પત્ર મળ્યો. તું તારા વૃત્તિઓને વશ કરવા ઇચ્છે છે. તું તે વૃત્તિઓને દાબી દેવા અથવા તેઓનો નાશ કરવા પણ માગે છે પણ તું તેમાં સફળ થતી નથી, અને તેથી તને દુઃખ થાય છે. પણ પ્રિય બ્હેન ! તારા દુઃખને દૂર કરવાનો માર્ગ છે. તારે આ કુદરતી નિયમ સદા સ્મરણમાં રાખવો જોઇએ કે કોઇ પણ જાતની શક્તિનો આપણે નાશ કરી શકીએ નહિ. તેનું આપણે રૂપાંતર કરી શકીએ. તેને આપણે બીજા રૂપમાં ફેરવી શકીએ. નદીના જોશભેર વ્હેતા જળ પ્રવાહને આપણે રોકી શકીએ નહિ, પણ તેને બીજી દિશા આપીએ તો તે જળ આપણને ઘણું ઉપયોગી થઇ પડે. કાવેરી નદીના ધોધ જબરજસ્ત છે. તે પ્રથમ પોતાના માર્ગમાં આવતી વસ્તુઓનો નાશ કરતા હતા. પણ તેની દિશા બદલવાથી તેમાંથી ઉત્પન્ન થતી વીજળીના પ્રભાવે કેટલાંએ કારખાનાં ચાલે છે. તેજ રીતે આપણામાં રહેલી જે કોઇ શક્તિ અવળે માર્ગે દોરાતી હોય, તે શક્તિનો નાશ કરવાનો નથી, પણ તેને સવળે માર્ગે વાપરવી. જો આમ કરવામાં આવે તો તે શક્તિ આપણને ઘણીજ લાભદાયક બને. આ નિયમ આપણે આપણા જીવનમાં દરેક પ્રસંગે ઉપયોગમાં લગાડવો જોઇએ. પ્રિય બ્હેન ! તને ઘણીવાર નિરાશા આવી જાય છે. આ સંસારની શાળામાં જે પાઠ શીખવાના છે, તેમાં કેટલાક દુઃખકર પણ હોય, પણ તેથી નિરાશ થવાનું નથી. કારણકે નિરાશા એ નરક છે. નિરાશા આપણા હૃદયમાં પ્રવેશ કરે એટલે આપણામાં નિર્બળતા આવે છે, આપણું જીવન નીરસ બને છે અને

કોઇ પણ મનુષ્ય કે કોઇ પણ પ્રસંગ આપણને આનંદ આપી શકતો નથી. કવિ વર્ડઝવર્થ લખે છે કે આપણે આશા અને પ્રેમથી જીવીએ છીએ. જે મનુષ્યમાં નિરાશાએ પ્રવેશ કર્યો તે જીવતો હોય તોપણ મરી ગયેલો માનવો. ત્યારે આશા રાખવાનું કારણ શું ? આપણો આત્મા અમર છે, અને તેનું ભવિષ્ય એવી વસ્તુનું ભવિષ્ય છે કે જેના વિકાસ અને મહત્તાને હદ નથી. ,માટે ગમે તેવા વિકટ પ્રસંગોમા–પ્રતિકૂળ સંયોગોમાં પણ–મનુષ્યોએ આશા છોડવી નહિ. પ્રો. મણિલાલ નભુભાઇએ લખ્યું છે કે: " લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે. " આશાથી જ મનુષ્ય પ્રગતિ કરી શકે છે. માટે બ્હેન ! નિરાશાને તિલાંજલિ આપી આશાવતી બનજે.

બ્હેન ! તું મને તારા પત્રમાં વાસના અને ઇચ્છાશક્તિ વચ્ચેનો ભેદ પૂછે છે. તેનો પ્રત્યુત્તર આ પ્રમાણે છે. કોઈ પણ વસ્તુ દેખીને તે મેળવવાની કે ભોગવવાની ઇચ્છા થાય તે વાસના. ઇચ્છા શક્તિવાળો અથવા સંકલ્પ બળવાળો મનુષ્ય શાંત પળોમાં અમુક નિશ્ચયો બાંધે છે, અને વાસનાના પદાર્થો પાસે હોવા છતાં તે પોતાના નિશ્ચયોથી ડગતો નથી. તેણે સ્વાદિષ્ટ મિષ્ટાન્ન ખાવું હોય ત્યારે ખાય, અને ન ખાવું હોય ત્યારે ન ખાય, પણ મિષ્ટાન્ન દેખીને લલચાઇ જાય નહિ. ત્યારે વાસનાયુક્ત મનુષ્ય તે દેખી ખાવા લલચાય છે, અને તેનું મન તથા ઇંદ્રિયો તે ભણી દોરાય છે. માટે વાસનાને વશ કરવાનો માર્ગ એ છે કે મનુષ્યે શાંતપળોમાં અમુક નિશ્ચયો બાંધવા. ધ્યાન વખતે હું અમુક રીતે જીવન ગાળીશ એવા નિયમો ઘડવા, અને જ્યારે પ્રસંગ આવે ત્યારે બ્હારના પ્રલોભનો અથવા લાલચોથી દોરાઈ નહિ જતાં તે નિયમો અને નિશ્ચયો પ્રમાણે જીવન ગાળવું. લાલચના પ્રસંગો ઇંદ્રિયો તથા મનને લાલચની વસ્તુ ભણી દોરશે, પણ તે ઇન્દ્રિયો તથા મનને સાફ સાફ જણાવી દેવું કે, " હું તમારો સ્વામી છું, અને મને જે હિતકર હશે તેજ થશે તેમાં તમે વચ્ચે આવી શકશો નહિ. મેં ઘણો સમય તમારી ગુલામગીરી ઉઠાવી, પણ હવે તો મારા નિશ્ચયો પ્રમાણે જ વર્તીશ. " હલકી પ્રકૃતિને

દુઃખ થાય તો ભલે, છતાં જો મનુષ્ય પોતાના નિશ્ચયને વળગી રહે છે, તો તેનું સંકલ્પ બળ દૃઢ થતું જાય છે, અને તેનું ચારિત્રબળ ખીલતું જાય છે.

નિશ્ચય વગરનો મનુષ્ય સંસારનાં કાર્યોમાં સિદ્ધિ પામતો નથી, તો પછી આત્મમાર્ગમાં ક્યાંથી આગળ વધી શકે ? બ્હેન ! જો તારે પણ વાસના પર જય મેળવવો હોય તો વાસનાની અસારતા સમજી-વિચારી તેના વિરૂદ્ધ વર્તવાને શાંત પળોમાં નિશ્ચય કરજે. તારી ભૂતકાળની વાસનાઓના બળે તું કોઈવાર ભૂલો પણ કરી બેસીશ, પણ તેથી ગભરાતી ના. ભૂલને ભૂલ તરીકે સ્વીકારી તારા નિશ્ચયોને વધારે સતેજ બનાવજે. જેમ આ નિશ્ચયનું બળ વધતું જશે, તેમ ભૂલો ઓછી ઓછી થતી જશે. અને છેવટે એવો પણ સમય આવશે કે જ્યારે વાસનાઓ સર્વથા નિર્મૂળ થશે.

બ્હેન ! એક બીજી બાબત જે તારા ખાસ હિતની છે, તે આ સ્થળે જણાવ્યા વગર રહી શકાતું નથી. આપણી નિર્બળતાઓ તથા ખામીઓ પ્રત્યે આપણાથી થવાય તેટલા નિષ્ઠુર થવું, પણ બીજાના દોષો તથા ખામીઓ પ્રત્યે આપણે ઉદાર ભાવ રાખતાં શીખવું. બધા જીવો એક સરખી સ્થિતિમાં નથી. મેં તને ઘણીવાર કહ્યું છે કે ઉન્નતિ ક્રમની એક સીડી છે, અને તેના જુદાં જુદાં પગથિયાં પર જીવો ઉભેલા છે. આપણાથી નીચેનાં પગથિયાં પર ઉભેલા જીવો આપણને હલકા અથવા પાપી લાગતા હશે. પણ આપણા કરતાં ઉંચાં પગથિયાં પર ઉભેલા જીવોને આપણે પણ તેવા જ લાગતા હોઈશું. માટે આપણી ભૂતકાળની તથા વર્તમાનકાળની અનેક નિર્બળતાઓ તથા ખામીઓનો વિચાર કરી બીજાઓના દોષો ભણી ઉદાર દૃષ્ટિથી જોવું અને તેઓ તે દોષોથી મુક્ત થાય એવી શુભ ભાવના ભાવવી. જે મનુષ્ય નિરંતર બીજાના દોષો જોયાં કરે છે, તે આગળ વધી શકતો નથી. તેનું બધું વાતાવરણ તે દોષોના વિચારોથી ભરાઈ જાય છે, અને તેની દૃષ્ટિ મલીન થવાથી તે બીજાઓની સત્ય અને શુભ બાજુઓ જોઈ શકતો નથી. માટે કોઈ પણ વસ્તુ, બનાવ અથવા મનુષ્યમાં શું સારૂં છે તે તપાસવું, અને તેની

પ્રશંસા કરવી. જે અશુભ છે તે નાશવંત છે, માટે તે સંબંધી વિચારો કરવાથી સામા મનુષ્યને કે આપણને કાંઈ પણ લાભ થતો નથી.

પ્રિય બ્હેન ! છેવટમાં એ જ જણાવવાનું કે જેનામાં વીરપૂજાની ભાવના છે, અર્થાત્ જે મનુષ્યોના ગુણો જોઈ તે પ્રત્યે પૂર્ણ ભક્તિભાવ દર્શાવે છે, અને તે ગુણોને અનુસરવા પ્રયત્ન કરે છે, તેનો વિકાસ ત્વરાથી થાય છે. ગુણોની પૂજા—ગુણો પ્રત્યેનો પૂજ્યભાવ જણાવે છે કે આપણે તે ગુણો કોઈ દિવસ પ્રાપ્ત કરીશું.

બ્હેન ! આ વિચારો પર ચિંતન કરજે, અને તે વિચારો યોગ્ય લાગે તો હવે તેને અમલમાં મૂકવા તત્પર થજે. મેં બોધ ઘણો આપ્યો, પણ તેનો ખરો આનંદ તો તે સમજીને અનુસરવામાં જ પ્રાપ્ત થશે.

લી.

તારી સદાની શુભેચ્છક બ્હેન,

“ **સુશીલા** ”



# પત્ર ૯ મો.

## હૃદયની કથની.

**પ્રિય સદ્ગુણી સખી શાન્તા !**

મને મળવાની તમારી ઉત્કંઠા અતિ તીવ્ર છે, એમ તમારા છેલ્લા પત્ર પરથી જણાઇ આવે છે. આટલાં અધીરા ન થાઓ. જ્યારે વિધિ અનુકૂળ હશે ત્યારે મેલાપ થશે અને ખરૂં પુછાવો તો, હું તમારાથી ક્યાં દૂર છું? આંખો મીંચીને જુઓ, એટલે હું તમારી સમીપ જ ઉભા છું. મને તો તમે સદા સર્વદા સમીપ જ લાગો છો, એટલે મને તમને મળવાની તમારા જેટલી ઉત્કંઠા કદાપિ થતી નથી. મનુષ્ય સ્વભાવ છે, એટલે સાથે બેસીને નિર્દોષ વાત કરવાનો પ્રસંગ તો મને પણ ગમે છે, એમ કહું તો તેમાં હું સત્ય જ જણાવું છું.

બ્હેન ! તમારી નિઃસ્વાર્થ પ્રીતિ, તમારી ઉદારતા, અને તમારી બીજાઓનું કલ્યાણ કરવાની તીવ્ર લાગણીનો જ્યારે હું વિચાર કરૂં છું, ત્યારે મારા હૃદયમાં તમારા વાસ્તે ઘણોજ પૂજ્ય ભાવ પ્રકટે છે.

પ્રિય સખી ! હું કેટલાંક વર્ષોથી તમારા જેવી સ્નેહાળ, જ્ઞાની, અને મર્મજ્ઞ સખીને ખોળતી હતી. તે ખોળતાં મારે કેટલાક પ્રસંગોમાં છેતરાવું પડયું છે, તેનો વિચાર કરતાં મારો આત્મા ખિન્ન થાય છે, પણ મેં તો શોધ જારી રાખી. મેં મારો સુસખી શોધવાનો નિશ્ચય છોડી દીધો નહિ, અને શોધતાં શોધતાં વિધિ અનુકૂળ બની અને તમે મળ્યાં, જેથી મેં મારૂં અંતઃકરણ તમારી આગળ ખાલી કર્યું અને તે માટે હું મારા હૃદયથી આનંદ પામું છું. કારણ કે સ્વજન આગળ દુઃખ હૃદયનાં દ્વાર ખુલ્લાં કરી બ્હાર નીકળી જાય છે. મેં તમને મારી સગી બ્હેન જેવાં ગણ્યાં છે. અને આ જીંદગી સુધી તો તમારો ત્યાગ કરનાર નથી. અને મને તો

એટલે સુધી વિશ્વાસ છે કે આપણે પ્રભુ તુલ્ય બનીએ, ત્યાં સુધી પ્રભુ આપણો સંબંધ અખંડ રાખશે. કારણ કે આપણી મૈત્રી અન્યોન્યના વિકાસ માટે છે. એક બીજાને સહાય આપવા માટે જ પ્રભુએ આપણી મૈત્રી નીપજાવી છે. આપણો સંબંધ તદ્દન નિર્દોષ અને નિઃસ્વાર્થ છે. તેમાં મળતો આનંદ ખરેખર અવર્ણનીય છે. સ્વાર્થમાં તો તમે જાણો છો કે સુખ ક્ષણિક અને દુઃખગર્ભિત હોય છે. ત્યારે બ્હેન! એવા તુચ્છ સુખમાં કયો સુજ્ઞ મનુષ્ય રાચશે?

પ્રિય બ્હેન! તમારી મૈત્રી થઈ તે પૂર્વે મારા હૃદયમાં ઘણી અનુદારતા હતી. બીજાના દોષો જોઈ હું અહંકારથી તે અવગુણો ખુલ્લા પાડવા ચૂકતી નહિ. તેમ કરવા જતાં મારે અનેક શત્રુ ઉભા થયા. હું બીજાઓને સુધારી શકી નહિ. પણ તેમના દોષોનું વારંવાર ચિંતન કરવાથી મારી વૃત્તિઓ પણ સદોષ થવા લાગી હતી. પણ પ્રભુ કૃપાએ તમે મળ્યાં, તમે મને ઉદારતાનો પાઠ શીખવ્યો. ત્યારથી હું બીજાના દોષો પ્રત્યે ઘણા જ ઉદારભાવથી જોઉં છું, આથી મારૂં મન પ્રસન્ન રહે છે, અને લોકો નિષ્કારણ મારા શત્રુઓ થતાં અટકે છે.

પ્રિય બ્હેન! તમારૂં અનુપમ જીવન જ મારા આદર્શ રૂપ બન્યુ છે. હજી મારે ઘણા પાઠ શીખવાના છે. તમારો વાણીનો અપૂર્વ સંયમ જોઇને તો મને આશ્ચર્ય સાથે ભક્તિભાવ સ્ફુર્યો હતો. હું પણ તમારે પગલે ચાલી વાણીનો સંયમ રાખવા મથું છું. પણ ઘણા સમયની ટેવ પડેલી હોવાથી ઘણીવાર નહિ કહેવા જેવી વાતો બીજા આગળ કહી જવાય છે. ઘણીવાર બીજાની છુપી વાતો પણ જાહેર કરી દેવાય છે. આથી ઘણો પસ્તાવો થાય છે. હવે તો બીજાઓની સાથે વાતો કરવામાં હું ઘણી સાવધ રહું છું. લોકો મને તેથી હવે મીંઢી–થોડાબોલી કહે છે. હું મીંઢીનો ખીતાબ ગ્રહણ કરીશ, પણ હવેથી અવિચારી અથવા પરદોષદર્શક વચન તો મારા મુખમાંથી કદાપિ નીકળશે નહિ. કારણ કે વાણીપર સંયમ નહિ રાખવાનાં કડવાં ફળો મેં જાતે અનુભવ્યાં છે.

બ્હેન ! જ્યારથી તમારી સાથે મને પરિચય થયો ત્યારથી મને એક બીજો પણ લાભ થયો છે. મને પુસ્તકો વાંચવાનો તો શોખ હતો, પણ મને નિયમસર વાંચવાની ટેવ ન હતી. કોઈ દિવસ ૫૦ પાનાં વાંચ્યું અને દશબાર દિવસ સુધી એક પણ પાનું ન વાંચ્યું, પણ તમે મને નિયમિત વાચનના અને તે પર મનન કરવાના લાભ સમજાવ્યા, ત્યારથી હું દરરોજ એક કલાક વાચન માટે ખાસ છલાયદો રાખું છું. હું નિયમિત વખતે મારૂં વાંચવાનું કામ કરૂં છું, પણ કોઇ દિવસ કામ આવી પડે, અને તે નિયમિત સમયે ન વંચાય, તો જ્યાં સુધી એક કલાક ન વાંચુ ત્યાં સુધી હું પથારીમાં સૂઈ રહેતી નથી. એક કલાક વાંચ્યા પછી જ સૂઇ રહું છું. વાંચવા સાથે વાંચેલા વિભાગ પર તમે જણાવ્યા પ્રમાણે મનન કરવાથી મારા જ્ઞાનમાં વૃદ્ધિ થવા લાગી છે. હવે હું મારા વિચારો બીજા આગળ સ્પષ્ટ રૂપમાં રજુ કરી શકું છું. કોઈ સ્થળે પા કલાક ભાષણ કરવાનો પ્રસંગ આવે તો પણ હવે ગભરાટ થતો નથી. વળી મનન કરવાથી ઘણા વિચારો પણ સ્ફુરે છે.

બ્હેન ! મારે તમને હજી ઘણી વાતો કહેવાની છે. હું તમારા સંમુખ મારા હૃદયનો ભાર પૂર્ણ રીતે ખાલી કરી શકી નથી. મને એવો સમય મળતો નથી કે જ્યારે હું સ્વસ્થચિત્તે મારા મનનો બોજો તમારા આગળ ઠાળવી શકું. પ્રભુ એવો સમય આપશે, એવી આશાએ જીવું છું. તમે દૂર રહ્યાં. અને કાગળમાં કેટલું લખાય ? હું, તમે જાણો છો તેમ, વસ્તારીને ઉપાધિયુક્ત બનેલી છું. મારે બ્હાર ગામ જવું હોય, પણ મારા ધાર્યા પ્રમાણે સમય મળતો નથી. કારણ કે મારા પતિનો વ્યવસાય વધે છે અને મારી ફરજ પ્રમાણે તે વ્યવસાયમાં મારે મારો હિસ્સો આપવો જોઇએ. મારા પર મારા પતિનો પૂર્ણ વિશ્વાસ છે, અને મારે માટે તે ઘણીવાર બહુજ દુઃખો સહન કરે છે. આથી મને ઘણું લાગી આવે છે, અને તેમના પ્રેમનો બદલો કેવી રીતે વાળવો, એ વિચાર મનમાં રહ્યાં કરે છે. તેઓશ્રી કેવળ નિઃસ્વાર્થપણે પરાર્થેજ કાર્ય કરી રહ્યા છે, અને હવે તેમની અવસ્થા

થઈ, એટલે મારે વધુ કાળજીથી બધું સંભાળવું પડે છે. પ્રિય સખી ! નિઃસ્વાર્થતાનો પાઠ હું તેમની પાસેથી શીખી છું. તમે જાણો છો કે મારા પતિનું અંતઃકરણ કેવું કોમળ અને પ્રેમાળ છે ! તેઓ પોતાની મોટી દીકરીને સાથે લઇને હમણાં બ્હાર ગામ ગયા છે. મારે તે મારી ઓરમાન પુત્રી સાથે વિરોધ છેજ નહિ; અને જ્યારથી તમારી મૈત્રી થઇ ત્યારથી તો વિરોધ માત્રને મેં તિલાંજલિ આપી છે. પણ તે છોકરીનું ઉદ્ધતાઇભર્યું વર્તન જોઈ કોઇ વાર મારા મનમાં લાગી આવે છે. મારી ફરજ તેના પ્રત્યે બજાવું છું, પણ તેના પ્રત્યે હજી પ્રેમ-ભર્યો ઉમળકો આવતો નથી. તેનું કારણ એમ નથી કે તે મારી ઓરમાન પુત્રી છે, પણ તેનું અવિનીત વર્તન મારો પ્રેમ પ્રકટ થવા દેતું નથી. હું તે સંબંધમાં વિશેષ લખવા માગતી નથી. જો તમે તે છોકરીને સુધારવાને માથે લો તો હું ચાર માસ માટે તમારે ત્યાં મોકલી આપું. મને લાગે છે કે તમારા સ્નેહભર્યા અને જ્ઞાનપૂર્ણ સ્વભાવથી તમે તેને યોગ્ય માર્ગ પર મૂકી શકશો. જો આમ થાય તો હું અને મારા પતિ હમેશને માટે તમારા આભારી બનીશું. કારણ કે તેઓ પણ તેના આવા વર્તનથી અજાણ નથી.

સુશીલ બ્હેન ! તબીયત સાચવશો ને ફુરસદ મળે હસ્તાક્ષરનાં દર્શન આપશો. મારા પતિ કાઠીઆવાડ ગયા છે. પંદર દિન પાછાં ફરતાં થશે. તે દરમ્યાન વાચન વધારીશ અને સ્વીકારેલા સેવાના માર્ગમાં જેમ બનશે તેમ વિશેષ સુંદર કામ કરવા પ્રયત્નશીળ રહીશ.

લી. તમારી આજ્ઞાંકિત સખી

"લલિતા."



# પત્ર ૧૦ મો.

## મનુષ્ય જીવનના કેટલાક પ્રશ્નો.

સુજ્ઞ બ્હેન કાન્તા !

આપણે સ્ત્રીઓ છીએ, એ વાત ખરી છે, પણ તેથી આપણી મનુષ્ય તરીકેની ફરજો અટકી પડતી નથી. મનુષ્ય તરીકે આપણે કેટલીક ફરજો બજાવવાની છે, કેટલાંક કામો કરવાનાં છે, માટે આપણા જીવનના કેટલાક પ્રશ્નો આપણે તપાસીશું કે જેથી જીવન જીવવા યોગ્ય બને. જીવન એ શાળા છે, એમ જો આપણે સમજીએ તો તેમાં જે પાઠ શીખવાના હોય, તે કટાણે મોંહે નહિ શીખતાં આપણે આનંદભેર શીખી શકીએ, અને દુઃખી તથા દીન બનવાને બદલે સુખી તથા હીમ્મતવાન બનીએ.

આ જગતનો વિકાસ અથવા ઉન્નતિ યોજનાપૂર્વક ચાલે છે. બધા જીવો એક સરખી સ્થિતિના નથી અને હોઈ શકે નહિ. જીવો પ્રથમ ખનિજરૂપે પ્રકટ થાય છે, ત્યાં કરોડો વર્ષ પસાર કર્યા પછી વનસ્પતિ રૂપે પેદા થાય છે. ત્યાં પણ લાખો વર્ષો પસાર કર્યા પછી જીવ પશુ વર્ગમાં આવે છે, અને પશુ વર્ગમાં લાંબો સમય અનુભવ લીધા પછી તે મનુષ્ય સ્થિતિમાં આવે છે.

મનુષ્ય વર્ગમાં પણ તે ધીમે ધીમે વિકાસ પામે છે. પ્રથમ તે છેક જંગલી સ્થિતિમાં હોય છે, ત્યાં તે ઢોરો સાથે રમે છે. પછી રબારીની સ્થિતિમાં આવે છે, ત્યાં સમયનો મોટો ભાગ તે પશુઓ સાથે જંગલમાં ગાળે છે, અને થોડો સમય મનુષ્યો સાથે પસાર કરે છે. પછી તે મજુર વર્ગની સ્થિતિમાં આવે છે, અને અનુભવ લેતો લેતો—સુખ દુઃખ ભોગવતો ભોગવતો જીવ આગળ વધે છે. આ સંસાર

એ મોજ મજાનું સ્થાન નથી, તેમ કેવળ દુઃખ આપવા માટેનું કેદખાનું નથી, પણ એક શાળા છે, જેમાં જીવાત્મા વિવિધ અનુભવો લઈ આગળ વધે છે. આ જગતનાં બધાં દુઃખો સકારણ છે. દુઃખો એટલે અનુભવની ખામી. જે બાબતનું આપણને અજ્ઞાન હોય તે બાબતમાં આપણને દુઃખ લાગે છે. પણ તે બાબતનો અનુભવ મળ્યા પછી તે કામ કરવામાં ઘણી સુગમતા આવે છે, અને છેવટે તો તે કામ કરવામાં આનંદ પણ અનુભવાય છે.

સ્ત્રીઓ જ્યારે પ્રથમ સાસરે જાય છે, ત્યારે પરાયાં મનુષ્યોને જોઈ પ્રથમ ગભરાય છે. ત્યાં સાસરામાં કેવાં કેવાં દુઃખો અને પ્રતિકૂળતાઓ હશે, તે વિચાર તેમને ગમગીન બનાવે છે. પણ સાસરે થોડો સમય રહ્યા પછી તે ગભરાટનું અને ગમગીનીનું વાદળ ચાલ્યું જાય છે અને કેટલીક બ્હેનો તો પિતૃગૃહે જવાનું નામ પણ લેતી નથી. એક સંસ્કૃત કવિએ કહ્યું છે કે, "મન દુઃખી હોય ત્યારે ભક્તિ સુઝે છે, તે સમયે સંત સમાગમ કરવાની ઇચ્છા થાય છે, સર્વ અનુભવો સુખ કરતાં દુઃખમાં વિશેષ મળે છે;" માટે દુઃખોને પણ આશીર્વાદરૂપ માની દુઃખરૂપ ગુરૂ જે બોધ આપે તે સ્વીકારવાને તૈયાર થાઓ.

તમે મને પૂછો છો કે અમુક જીવો સ્ત્રીઓ તરીકે કેમ જન્મતા હશે, અને અમુક બીજા જીવો પુરૂષો તરીકે કેમ અવતરતા હશે ? તેનો જવાબ એ છે કે જીવાત્મા પોતાના વિકાસ ક્રમમાં દયા, કોમળતા, નમ્રતા, નિઃસ્વાર્થતા વગેરે શીખવાને સ્ત્રીશરીર ધારણ કરે છે, કારણ કે પુરૂષશરીર કરતાં સ્ત્રીશરીરમાં આ ગુણો વિશેષ સ્હેલાઇથી શીખી શકાય છે. પ્રિય બ્હેન ! આપણે પુરૂષોને વાસ્તે જે ભોગ આપીએ છીએ, તેનો પચીસમા ભાગનો પણ ભોગ જો પુરૂષો આપણે વાસ્તે આપતા હોત તો આ પૃથ્વી સ્વર્ગસમ થઇ જાત. આપણે તો જન્મથી જ સેવિકાઓ છીએ. પુત્રી તરીકે, પત્ની તરીકે, માતા તરીકે, શિક્ષિકા તરીકે, ધર્મ રક્ષિકા તરીકે, નર્સ તરીકે સર્વદા સેવા ધર્મ પાળી રહ્યા છીએ. આપણે આ બધું કામ અજ્ઞાનતાથી કરીએ છીએ, પણ જો

સમજપૂર્વક આપણે આ કાર્યો કરીએ તો આપણું જીવન ઘણાને આદર્શરૂપ થયા વિના રહે નહિ. પુરૂષો અત્યારે સેવાનો પાઠ શીખવા તૈયાર થયા છે; પણ તેમાં જો જરા વધારે તકલીફ પડે તો તેઓ તે સેવાનું કામ છોડી દે છે. પુરૂષોમાં દૃઢતા, ધૈર્ય હિમ્મત, સાહસિકતા વગેરે ગુણો છે, પણ તે ગુણો તેમને નિષ્ઠુર અને સખ્ત હૃદયના ન બનાવી દે તે માટે આપણી તેમને જરૂર છે.

આપણને પુરૂષોનાં સખ્ત હૃદયોને નમ્ર બનાવવાની અલૌકિક શક્તિ મળેલી છે. જ્યારે શિવાજીનું ઔરંગઝેબની રાજસભામાં અપમાન થયું, અને તેને ત્રીજા દરજ્જાના રાજાઓની પાછળ ઉભા રહેવાનો હુકમ થયો ત્યારે તે તેનાથી સહી શકાયું નહિ. તે ઔરંગઝેબનું અપમાન કરી રાજસભામાંથી ચાલ્યો ગયો. તે રાજસભાના સામંતોએ ધાર્યું કે ઔરંગઝેબ આ શિવાજીનો શિરચ્છેદ કરાવશે, અને બન્યું પણ તેમ હોત. પણ તે ઔરંગઝેબની પુત્રી ઝેબ-ઉન-નિસા શિવાજીનું વીરત્વ, તેનો મર્દાનગીભર્યો ચ્હેરો, અને તેની સાહસિકતા જોઇ તેના પર ફીદા થઈ ગઈ, અને પોતાના પિતાને નમ્રપણે આજીજી કરી કે મારે ખાતર તેનો તમે એક વાળ પણ વાંકો કરશો નહિ. અને સખ્ત હૃદયનો ઔરંગઝેબ પણ દયાથી પીગળ્યો. પ્રિય બ્હેન ! આ શું આપણો ઓછો પ્રભાવ છે !

વ્હાલી બ્હેન કાન્તા ! તમે પ્રશ્ન પૂછો છો કે અમુક પ્રતિકૂળ મનુષ્યની સાથે તમારો શા સારૂ જન્મ થયો ? તો તમારે જાણવું જોઇએ કે જીવો કાંઇ અકસ્માત જન્મતા નથી, અથવા અમુક કુટુંબમાં એકાએક ખેંચાઇ આવતા નથી. આ વિશ્વમાં કાર્યકારણનો મોટો નિયમ પ્રવર્ત્તી રહેલો છે. તે નિયમ પ્રમાણે કોઇને પણ અયોગ્ય દુઃખ ભોગવવું પડતું નથી, અને યોગ્ય કાર્યનું પરિણામ ચાલ્યું જતું નથી. તે નિયમ આપણને જણાવે છે કે જે લોકોની સાથે આપણો પ્રેમ કે દ્વેષનો તીવ્ર સંબંધ હોય, તેવા મનુષ્યો જ્યાં હોય ત્યાં આપણો જન્મ થાય છે. કુદરતનો હેતુ દ્વેષનો ત્યાગ કરાવી પ્રેમ શીખવવાનો છે. આ

કર્મનો નિયમ શિક્ષા કરનારો ઘાતકી નિયમ નથી, પણ શિક્ષણ આપનારો દયામય નિયમ છે. આપણે વધારે ખાધું, અજીર્ણ થયું. કુદરતે આપણને શીખવ્યું કે હદ બ્હાર ખાવામાં આવે તો રોગ જન્મે છે. આપણે ક્રોધ કર્યો, મુખ લાલચોળ થઇ ગયું. લોહી ઉકળી ગયું. લોહીમાં ઝેરી તત્ત્વ દાખલ થયું. થોડીવાર પછી માથું ચઢયું. આપણે શીખ્યા કે ક્રોધ કરવો નકામો–ભૂલ ભરેલો છે. આવી રીતે કુદરત આપણને અનેક પ્રકારનું શિક્ષણ આપી રહી છે. આપણને આપણાં ભૂતકાળનાં કર્મો પ્રમાણે અમુક સંયોગોમાં જન્મ લેવાનો થાય, પણ તેમાં પણ કોની કોની સાથે આપણે સંબંધ બાંધેલો છે, તે અગત્યનો પ્રશ્ન છે. આપણને મળેલા પ્રતિકૂળ મનુષ્યનો ત્યાગ અથવા તિરસ્કાર કરી આપણે તેનાથી છૂટા પડી શકીએ નહિ. જ્યાં સુધી તે મનુષ્ય અને આપણી વચ્ચેની ભેદભાવની દીવાલો તૂટે નહિ, અને હૃદયો એક થાય નહિ, ત્યાં સુધી ફરી ફરીને તે મનુષ્ય સાથે આપણો જન્મ થવાનો. માટે છેવટે પણ પ્રેમ કર્યા વિના ચાલવાનું નથી તો અત્યારથી જ પ્રેમ કરી દ્વેષને કેમ ઓછો ન કરવો ? માટે આપણા સ્વજનો તથા મિત્રો સાથે પ્રેમ સંબંધ બાંધવો, અને પછી તેનું ક્ષેત્ર ધીમે ધીમે વિસ્તારવું. દ્વેષ કરતાં પ્રેમનું બળ વિશેષ છે, એ નિયમ પણ આ સાથે તમારે સમજવો જોઇએ. દ્વેષ એ નિષેધાત્મક (Negative) છે, માટે તેને કુદરતી મદદ મળતી નથી. પણ પ્રેમ એ નિશ્ચયાત્મક (positive) હોવાથી અખિલ કુદરત તેને અનુકૂળ બને છે. માટે જેમ બને તેમ દ્વેષ ભાવ જતો કરો. તેને વાસ્તે ઉત્તમ ઉપાય એ છે કે જેના પ્રત્યે તમારા હૃદયમાં દ્વેષ પ્રકટતો હોય, તેનો એકાદ સારો ગુણ શોધી કાઢો. જગતમાં એવી એક પણ વ્યક્તિ નથી કે જેનામાં એક પણ સદ્‌ગુણ ન હોય. માટે તેનો તે ઉત્તમ ગુણ શોધી કાઢી તેનો વિચાર કરો એટલે જરૂર તે મનુષ્ય વાસ્તે તમારા હૃદયમાં લાગણી–પ્રેમ–પ્રકટશે અને પ્રેમ તથા દ્વેષ સાથે રહી શકે નહિ. માટે તમારો દ્વેષ ઘટવા લાગશે, અને તે પણ તમારા પ્રેમના બળથી ખેંચાશે–તમારા પ્રત્યેનો તેનો વિરોધ ઓછો થશે,

અને ધીમે ધીમે તે તમને વ્હાલા લાગશે. આ નિયમ પ્રમાણે જે મનુષ્ય વર્તે છે, તેની જીંદગીમાંથી અનેક કાંટાઓ દૂર થાય છે, અને તે ગુલાબની પ્રેમ ભરી મીઠાશ સર્વત્ર ફેલાવે છે.

બ્હેન ! તમને હું ટુંકમાં કર્મનો નિયમ સમજાવીશ કે જેથી તમારી આસપાસ બનતા ઘણા પ્રશ્નોના ખુલાસા તમને પોતાને જ મળી આવશે. ખેડુત જુદાં જુદાં બીજ વાવ્યાં કરે છે, પણ તે બધાનું ફળ એકદમ આવતું નથી: પાકેલાં ફળ તે મનુષ્યનું પ્રારબ્ધ કર્મ સમજવું. જે બીજ વાવવામાં આવ્યાં છે, પણ જેનું ફળ આવ્યું નથી, તેને સંચિત કર્મ જાણવું. અને મનુષ્ય જુનાં કર્મ ભોગવતાં જે નવા વિચારો, વાસનાઓ અને કાર્યો કરે છે, તેથી નવું કર્મ બંધાય છે તે ક્રિયમાણ કહેવાય છે. દરેક પુરૂષ યા સ્ત્રી પોતાના વિચારો, વાસનાઓ, કાર્યો, વચનો અને શરીરના જુદા જુદા અવયવોનો ઉપયોગ કરીને કર્મ બાંધે છે. જે મનુષ્ય ચક્ષુનો દુરુપયોગ કરે છે—એટલે કે જે મનુષ્ય ચક્ષુદ્વારા કુદરતનું સૌંદર્ય અને પ્રભુનો મહિમા જોવાને બદલે લોકોની અદેખાઈ કરવામાં અથવા વિકારી દૃષ્ટિથી સામી વ્યક્તિઓને જોવામાં પોતાનો સમય ગાળે છે. તે આંખનો દુરૂપયોગ કરે છે—અને તેના પરિણામે તે બીજા ભવમાં અંધ બને છે. જે મનુષ્ય કાચા કાનનો હોય અને બીજાની નિંદાને લગતી વાતોને સાંભળી સત્ય તરીકે માની લે, તે આ રીતે કાનનો દુરૂપયોગ કરે છે, જેથી કુદરત તેની પાસેથી કાનનો ઉપયોગ લઈ લે છે, જેથી તે બીજા ભવમાં બ્હેરા તરીકે જન્મે છે. વળી જે મનુષ્ય વાણીનો દુરુપયોગ કરે છે—બીજાની નિંદા–અદેખાઈ વગેરે કરે છે. તે બીજા ભવમાં મુંગો જન્મે છે. ટુંકમાં જે જે શક્તિઓનો આપણે દુરૂપયોગ કરીએ છીએ, તે તે શક્તિઓ વિનાના આપણે થઈએ છીએ.

સુશીલ બ્હેન ! જ્યાં સુધી મનુષ્ય ભૂતકાળ તરફ જ દૃષ્ટિ રાખ્યાં કરશે, અને ભૂતકાળના અંધકારમય વાતાવરણનો વિચાર કર્યા કરશે. ત્યાં સુધી તે દુઃખમાં જ રહેવાનો. મનુષ્યે ભૂતકાળની ભૂલોને ભૂલી ભવિષ્યના પ્રકાશમય વાતાવરણનો વિચાર કરવો. સર્વ ભૂલો અજ્ઞાનથી જ

ઉદ્ભવે છે. સર્પ ડસે છે, એ આપણે જાણીએ છીએ તો સર્પના મુખમાં કદાપિ પગ મૂકતા નથી. અગ્નિ બાળે છે એનું આપણને જ્ઞાન છે તો આપણે સદા અગ્નિથી દૂરજ ભાગીએ છીએ. અમુક બાબત ભૂલભરેલી છે, એવી જો મનુષ્યને અડગ શ્રદ્ધા થાય તો તેવી ભૂલ તે કદાપિ કરેજ નહિ.

માટે પ્રિય બ્હેન! કુદરતે આપણને જે જે શક્તિઓ આપી છે, તેનો આપણે સદુપયોગ કરવો. જેમ દુરુપયોગ ખોટા છે, તેમ અનુપયોગ પણ અનુચિત છે. માટે આપણી શક્તિઓનો વાજબી ઉપયોગ કરવો, કે જેથી આપણી શક્તિઓ ખીલે, અને ભવિષ્યમાં આપણે વિશેષ સારી શક્તિઓ સાથે જન્મ લેવા ભાગ્યશાળી થઈએ. લી.

તારી શુભેચ્છક સખી,

“ પ્રેમલીલા. ”

---

# પત્ર ૧૧ મો.

## પોતાને જાણ.

વ્હાલી વ્હેન લીલાવતી !

મારો ગયો પત્ર તે વાંચ્યો અને તારા મન પર જે અસર થઈ અને તને જે શાંતિ વળી, તેથી મારા હૃદયને પણ સંતોષ થાય છે. તું તને પોતાને જાણે નહિ, એટલે કે જ્યાં સુધી આત્મા સંબંધી જ્ઞાન મેળવે નહિ, ત્યાં સુધી તને ખરી શાંતિ મળી શકશે નહિ. "તારા આત્માને જાણ" એવો ઉપદેશ ઘણા તરફથી આપવામાં આવે છે. તેં પણ ઘણીવાર તેવો બોધ સાંભળ્યો હશે. વ્હેન ! હું તને જેવી રીતે જોઇ શકું છું, તેવી રીતે તું તારી જાતને જોઈ શકતી નથી. એ જ ઘણી દિલગીરીની વાત છે. પણ એમાં તારો દોષ નથી. બીજાં બધાં જ્ઞાન મેળવવાં એ કામ ઘણું સ્હેલું છે, પણ આત્મજ્ઞાન મેળવવાનું કામ ઘણું કઠણ છે. વળી પોતાના સ્વભાવના જ્ઞાનના અભાવે જ મનુષ્યને અગણ્ય દુઃખો અને આપત્તિઓ ભોગવવાં પડે છે. વ્હેન ! તારે પણ તે જ કારણથી દુઃખો ભોગવવાં પડે છે, અને તારા ચિત્તને શાંતિ વળતી નથી.

વ્હેન ! આપણી સખીઓ આપણને આપણા ગુણ દોષ યથાર્થ રૂપમાં દર્શાવતી નથી, કારણ કે આ જગતમાં ખુશામત કરનારી ઘણી વ્યક્તિઓ છે, અને કોઇની ખુશામત કરવા કરતાં વાજબી રીતે ઠપકો આપવામાં વધારે પ્રેમની જરૂર છે. આપણે જે સ્થિતિમાં છીએ, તેના કરતાં આપણે તદ્દન જુદા જ હોઈએ એમ આપણે માનીએ છીએ; અને એમાં આપણે ભૂલ કરીએ છીએ એમ પણ આપણને લાગતું નથી. વ્હેન ! તું તારી જાતને દૃઢ, સ્થિર અને નિશ્ચિત મનવાળી માનતી

હતી. પણ તને જે કડવો અનુભવ થોડા સમય પર પ્રાપ્ત થયો, તે ઉપરથી તને જણાયું હશે કે તેમ માનવામાં તારી મોટી ભૂલ થતી હતી. તારૂં ચારિત્રબળ કસોટીના પ્રસંગે ડગમગવા લાગ્યું; પણ પ્રભુનો ઉપકાર માનજે કે છેવટે તારા સન્નિશ્ચયો વિજયી નીવડયા. એ નિર્બળતા ફરીથી તારા પર વિજય ન મેળવે, તે માટે હવેથી સાવધ રહેજે.

શ્રી મહાવીરપ્રભુએ ઉપદેશ આપ્યો હતો કે "હે ગૌતમ ! એક ક્ષણમાત્ર પણ પ્રમાદ કરીશ નહિ." મન પતાકાના પટ જેવું, કુંજરના કાન જેવું અને અને શરદૃઋતુના વાદળ જેવું અસ્થિર અને ચંચળ છે.

અર્જુન જેવા દિવ્ય સંપત્તિવાળા પુરૂષને પણ કહેવું પડયું હતું કેઃ—

"ચંચળ મન છે ઠગારૂં, ઓ ભગવાન્! ચંચળ મન છે ઠગારૂં.
સંકલ્પ લાવે, વિકલ્પો કરાવે, એને તે શી રીતે વારૂં?
ઓ ભગવાન્! ચંચળ મન છે ઠગારૂં— ચંચળ.
જ્ઞાન વિચાર કહ્યા નવ માને! લાગે છે એ તો અકારૂં!
ઓ ભગવાન્! ચંચળ મન છે ઠગારૂં— ચંચળ.
ઝાઝું દિસે બળવાળું એ મુજથી! એથી હવે તો હું હારૂં!
ઓ ભગવાન્! ચંચળ મન છે ઠગારૂં— ચંચળ.
જાતે દાવાનળમાં ઝંપલાવે, જાણીને ઝેર પીનારૂં!
ઓ ભગવાન્! ચંચળ મન છે ઠગારૂં— ચંચળ.
પૂછત **પાર્થ** પ્રભો! પ્રેમસાગર! કયી પેર મનને હું મારૂં?
ઓ ભગવાન્! ચંચળ મન છે ઠગારૂં— ચંચળ.

બ્હેન! આવા મનને એકદમ વશ કરવું એ કામ તો ઘણું અઘરૂં છે, છતાં તેને અશુભ વિચારમાંથી શુભ વિચારમાં વાળવાનું કામ તો આપણે કરી શકીએ. અશુભ વિચારો દૂર કરવાને આપણે તેની સામે થઇએ તો પરિણામ એ આવે છે કે ઉલટું તેને બળ મળે છે. આપણે અમુક વિચાર દૂર કરવાનો છે, એ વિચારમાંજ તે વિચારને પુષ્ટિ મળે છે. એક યોગીએ પોતાના એક શિષ્યને કહ્યું કે, "ધ્યાન ધરજે, પણ ધ્યાનમાં

વાંદરાનો વિચાર કરતો ના." તે પછી તે શિષ્ય ધ્યાન કરવા લાગ્યો. અને તેણે અર્ધો કલાક સુધી ધ્યાન કરવા પ્રયત્ન કર્યો. પણ તેમાં વાંદરા સિવાય તેને બીજા કશાનો ખ્યાલ આવી શક્યો નહિ, માટે જે અશુભ વિચારો આવતા હોય તેને દૂર કરવાને મહેનત નહિ કરતાં મનને શુભ વિચારોથી ભરવા પ્રયત્ન કરવો, સારા ગ્રન્થો વાંચવા, કોઈ સારા શ્લોક મોંઢે કરી રાખ્યા હોય તેનો ઉચ્ચાર કરવો, કોઇ ભજન આવડતું હોય તો તેને ભાવસહિત લલકારવું. જેથી મનની અંદર શુભ વિચારો જાગ્રત્ થાય તેવાં બધાં શુભ નિમિત્તોનો આશ્રય લેવો. આથી શુભ વિચારોનું બળ ધીમે ધીમે વધતું જશે. જ્યાં શુભ વિચારોનું બળ વધ્યું, એટલે અશુભ વિચારો આપોઆપ ચાલ્યા જશે. જેમ જોશભેર ચાલતા ચક્ર તરફ કોઇ પણ વસ્તુ ફેંકવામાં આવે તો તે ચક્ર તે વસ્તુને દૂર ફેંકી દે છે, તેમ જ્યારે શુભ વિચારોનું ચક્ર જોશભેર ચાલતું હોય છે, તે સમયે અશુભ વિચાર આવતાં તરતજ ચાલ્યો જાય છે. આ પ્રયોગ અનુભવસિદ્ધ છે. બ્હેન! તમે પણ અનુભવ કરશો તો તમને તેની ખાત્રી થશે. મેં મારા મનમાં આવતા અશુભ વિચારોને આ રીતે ૨૦ વર્ષ પર દૂર કર્યા હતા, ત્યારથી મારા મનમાં શુભ વિચારો આવે છે. હજી તે અશુભ વિચારોને વશ કરવાનું કામ પૂર્ણ થયું નથી, પણ મારા મનમાં અશુભ વિચારો નથી આવતા, એ કાંઇ ઓછી શાંતિ નથી. અમુક દૂર કરવા યોગ્ય વિચારો સંબંધી જરાપણ વિચાર કરવાને બદલે તેના વિરોધી શુભ વિચારોને મનમાં સ્થાન આપજે, તેનુંજ ધ્યાન ધરજે, તેનુંજ ચિંતન કરજે, રાતદિવસ તેવીજ ભાવનાવાળાં ભજનો ગાજે. બ્હેન! તારો કંઠ મધુર છે, તને ભજન પણ આવડે છે, તો હરતાં, ફરતાં, ખાતાં, પીતાં, તેનું રટણ કરજે. એટલે તે શુભ ભાવનાઓનું એટલું બધું બળ થશે કે અશુભ ભાવ, સૂર્યના પ્રકાશ આગળ ઝાકળ દૂર થઇ જાય તેમ, નાશ પામી જશે. બ્હેન! લખવાનું ઘણું છે; પણ આ એકજ બાબતનો હાલતો વિચાર કરજે. વળી તારા જેવી મારી એક પ્રિય બ્હેન પ્રતિ જે પત્ર લખવામાં આવેલો, તેની નકલ પણ આ

સાથે બીડી છે, તે પર વિચાર કરજે, તો તેમાંથી પણ તને ઘણું શીખવાનું મળશે.

વ્હાલાં બ્હેન! પુરૂષાર્થ એજ મનુષ્યનું મોટું શસ્ત્ર છે. પેલા દેખાતા ઝાંખા પર્વતની ટોચ પર એ વડેજ જઈ શકાશે. જે સ્થિતિમાં મનુષ્ય મૂકાયો હોય, તેનાથી સંતોષ માની બેસનાર ત્યાંનો ત્યાંજ પડી રહે છે. બ્હેન! જે પ્રતિકૂળ સંયોગોમાં મનુષ્ય મૂકાય છે તે તેને વશ થવા માટે નહિ, પણ તેને તોડી પાર ઉતારવાનો પુરૂષાર્થ કરી બળ મેળવવા માટે દૈવી ઇચ્છા-યોજનાથી આવી પડે છે. જે સંયોગો આપણને પકડી રાખી શકે, જે સંયોગો જીવનને સંસારમય બનાવી દે, જે સંયોગો આપણા જીવનને અસત્‌થી ભરે, તે સંયોગોની સાથે લડી, તોડી, ફોડી બ્હાર નીકળી મેળવેલું બળ પ્રભુચરણે મૂકી તેની પાસેથી કામ માગી લેવું. બ્હેન! આ મનુષ્ય જીવનનો હક છે. આ રીતે પરમબળ—પ્રભુતા મેળવી પ્રભુની સમીપ જઇ શકાય છે. કોણ જાણે કેમ, મને જ્યારે તારો વિચાર આવે છે, ત્યારે હાલ જે સ્થિતિમાં તું છે, તે સ્થિતિમાં તને જોતાં-કલ્પતાં સહજ કંપારી આવે છે. એ તારો ધર્મ હવે નથી. તારૂં સર્વસ્વ પ્રભુને માટે જગતને માટે હોમાઇ તારી શક્તિ તેને માટે વપરાવી જોઇએ. બ્હેન! પ્રવૃત્તિ માર્ગના ગામીઓ માટે જે જરૂરનું છે, તે હવે આપણે માટે નથી. આપણે તો નિવૃત્તિ માર્ગના ગામી થવાનો દાવો કરીએ છીએ.

મને એટલી તો ખાત્રી થઈ છે કે જો કોઈ મનુષ્ય જગતને ખાતર નહિ—જગતને દેખાડવા ખાતર નહિ પણ સારી રીતે પોતાનો મળ ધોવા ઇચ્છતો હોય, તેણે હૃદયગુફામાં જઇ ધ્યાન કરવું જોઇએ. જે મનુષ્ય બહુ બોલે છે, જ્યાં ત્યાં પોતાને આગળ પાડવા ઇચ્છે છે, તે મનુષ્ય પોતાના અવાજમાં પોતાના મમત્વની ગરબડમાં પોતાનામાં રહેલ આંતર ધ્વનિ—પ્રભુનો પરમનાદ સાંભળી શકતો નથી. બ્હેન! શાંત—ચૂપ—રહેતાં પેલા શાંત અવાજને વારંવાર બ્હાર આવવાનો આપણે માર્ગ આપીશું.

બ્હેન! તું એ પરમ શાંતિથી એ હૃદયગુફામાં વાસ કરીને તને જે અનુભવ થાય તે મને જરૂર લખી જણાવજે. બસ શાંત આનંદ–તેના પરમ વ્હેણમાં જીવનને વ્હેતું મૂકી દેવું, અને તેના પ્રતિનિધિરૂપ થઇ ઘુમવું, બ્હેન! આથી વધારે લખવાનું હાલ કાંઈ નથી. તને ઘણા દિવસ થયાં પત્ર નથી લખ્યો, તે જાણીને જ આ પત્ર લખ્યો છે અને ભવિષ્યમાં પણ હવે ક્યારે લખીશ, તે પ્રભુ જાણે. હવે તો મને બહુ મોટી માગણીઓ યાદ આવે છે, અને તેમાંની પહેલી માગણી તો બસ એજ કે આપણું જીવન તદ્દન શુદ્ધ, નિઃસ્વાર્થ, પ્રેમી, શાંત, પ્રભુના પ્રતિનિધિરૂપ–દૂતરૂપ થવું જોઇએ.

લી૦ તારી શુભેચ્છક સખી,

" **જ્યોત્સ્ના.** "



# પત્ર ૧૨ મો.

## પવિત્રતાના પંથે.

**પવિત્રતાના પંથમાં વિહરનારી પ્રિયસખી ચંદ્રલક્ષ્મી !**

તારો પત્ર મળ્યો. મને તારો પત્ર વાંચી અતિ આશ્ચર્ય થાય છે. તારામાં આટલું બધું બીકણપણું શાથી છે, તે મારાથી સમજાતું નથી. જ્યાં પવિત્રતા છે, ત્યાં તો નિર્ભયતા હોવી જોઇએ. પવિત્રતાની શક્તિ અલૌકિક છે, તે છતાં તું કેવળ ભીરૂ (બીકણ) લાગે છે, એ શું? આથી તારી પવિત્રતા પર હું આરોપ મૂકવા માગતી નથી; પણ તારા સ્વભાવમાં ખામી કયાં છે, તે બતાવવા માગું છું કે જેથી તે ખામીથી તું મુક્ત થઇ શકે. પવિત્રતા બે પ્રકારની છે, એક **નિષેધાત્મક** અને બીજી **નિશ્ચયાત્મક**. નિષેધાત્મક વૃત્તિવાળા જીવો સર્વદા પાપકર્મથી અને પાપનાં સ્થાનોથી દૂર ભાગે છે, અને તે તેમના હિતની વાત છે. જ્યાં સુધી મનુષ્યમાં અશુભની સામે થવા જેટલુ બળ ન આવ્યું હોય, ત્યાં સુધી આવી વૃત્તિ તથા વર્તન રાખવું એ ઇષ્ટ છે; કારણકે તેથી જીવ અનેક પ્રકારના ભયથી બચી જાય છે. આ કારણથીજ બ્રહ્મચર્ય પાલન માટે જૈનધર્મે નવ પ્રકારની વાડો (રક્ષણ કરનારી દિવાલો) બાંધી છે. જે પવિત્રતાનું વારંવાર રક્ષણ કરવું પડે, તે ઉંચી કોટીની પવિત્રતા કહેવાયજ નહિ. માટે હવે બીજા પ્રકારની પવિત્રતા જે નિશ્ચયાત્મક પવિત્રતા છે, તે ખીલવવાનો સમય તમારા જીવનમાં આવી લાગ્યો છે.

મારે અમુક જાતની અપવિત્રતાથી બચવું છે, એવા વિચારો કરવાને બદલે પવિત્ર વસ્તુઓનો વિચાર કરો, તમારી લાગણીઓને પવિત્ર બનાવો, અને તમારાં વચનોને કેવળ પવિત્ર રાખો, અને જો આ પ્રમાણે

તમારા વિચારો, લાગણીઓ, અને વચનો પવિત્ર હશે, તો તમારાં કાર્યો આપોઆપ પવિત્ર બનશે. અને એ પવિત્ર કાર્યોમાંથી તમારામાં અદ્ભુત બળ પ્રકટશે. અત્યારે લોકો તમે ભલાં છો, એમ કહે છે, પણ મારા કથન મુજબ વર્તન રાખતાં લોકોમાં તમારી પવિત્રતાની એવી છાપ પડશે કે અપવિત્ર મનુષ્યો પણ તમારી પવિત્રતાનો પ્રભાવ સ્વીકારશે. તમારી પવિત્રતા સ્વયંમેવ **બોલવા** લાગશે. અત્યાર સુધીની તમારી પવિત્રતા નિષેધાત્મક છે. તમે અપવિત્રતાથી બચ્યા છો, એટલે અંશે તમે પવિત્ર છો; પણ હવે તમારી પવિત્રતા એવી બળવતી બનાવો કે તે પવિત્રતાનાં કિરણો તમારા દરેક અંગમાંથી કસ્તુરીની માફક ચારે બાજુએ ફેલાય, અને તમે બોલ્યાચાલ્યા વિના, કોઇને પણ ઉપદેશ આપ્યા વિના તમારી પવિત્રતાનો પ્રભાવ તમારા સંબંધમાં આવતાં સર્વ જીવો પર પાડી શકો. પ્રિય બ્હેન! એવો દિવસ તમારા જીવનમાં ક્યારે આવશે? તમે આત્માની પવિત્રતાનું ચિંતન કરો. આત્મા પવિત્ર છે, હું તે આત્મા છું, માટે હું પવિત્ર છું, એવું સદા સર્વદા ચિંતન કરો. એ ભાવનાઓ તમારા મનમાંથી સતત વ્હેવા દો. એટલે આખા વિશ્વમાંથી પવિત્રતાનાં આંદોલનો તમારા ભણી ખેંચાઇ આવશે. તમે પવિત્રતાના મધ્ય બિન્દુ-રૂપ થશો. તમારી અનેક બ્હેનોને તમારૂં જીવન આદર્શરૂપ થશે. નિષેધાત્મક પવિત્રતા કેવળ પોતાનું સાચવી બેસી રહે છે; પણ નિશ્ચયાત્મક પવિત્રતા જાતે તો બચે છે, પણ હજારોને તારે છે.

જગતમાં અનેક પતિવ્રતા સ્ત્રીઓ હોવા છતાં શા સારૂ લોકો સતી સ્ત્રીઓનાં વખાણ કરી પ્રાતઃકાળમાં તેમને નમે છે? તેમનામાં નિશ્ચયાત્મક પવિત્રતા હતી. જે અણીના પ્રસંગે ટકી રહી, એટલું જ નહિ પણ તેમણે તે પવિત્રતાનો નાશ કરવા મથનાર ઉપર પણ પોતાનો પ્રભાવ દેખાડયો. એવી પવિત્રતાની જગતને ઘણી જરૂર છે. એક દીપક અનેક દીપકોને પ્રકટાવી શકે છે. તમારે કેવળ એક જ બાજુએ પ્રકાશ આપે એવા કોડીયાના દીવા સમાન થવાનું નથી. પણ તમારે તો ચારે બાજુએ ઉપર તેમ જ નીચે સર્વ દિશાએ પ્રકાશ આપનાર દીપક સમાન થવાનું

છે. તમારે વાસ્તે એવું ઉજ્જવળ ભવિષ્ય હું જોઇ શકું છું, તેથી જ આ પત્ર તમને લખું છું. તમને તમારા ગૌરવનું હજી ભાન નથી; કારણકે તમે ઘરખુણે ભરાઈ રહ્યા છો, પણ તમારામાં ગુપ્ત રહેલી પવિત્રતાની જ્યોત મારામાં જોવામાં આવી છે. ત્યારથીજ મારા હૃદયમાં તમારે વાસ્તે પૂજ્યભાવ પ્રકટ્યો છે; અને મારી ભાવના સતત એજ રહ્યાં કરે છે કે તમારી તે જ્યોતને તમે વધારે પ્રબળ બનાવો, અને જરૂર તમારા દીપકમાં અનેક આત્માઓ પોતાની જ્યોત જગાવી પવિત્રતાના પંથે પૂર્ણ વેગથી વિહરશે,

લી૦ તારી સદાની શુભેચ્છક વડીલ બ્હેન,

"મનોરમા."



# પત્ર ૧૩ મો.

## સાચી સલાહ.

ગુણાનુરાગી ઉચ્ચપદાભિલાષી બ્હેન સુમિત્રા!

તમારા જીવન વિકાસમાં મદદગાર થાય એવા કાંઇક ઉપદેશ મારે તમને આપવો જોઇએ, એવી તમારી ઇચ્છા છે, તો તે ઇચ્છાનુસાર આ પત્ર લખું છું.

છેલ્લાં બે વર્ષોથી હું તમને ઓળખતી થઇ, તે પૂર્વે હું તમને બીલકુલ જાણુતી નહતી. તમે કેટલીકવાર ભૂતકાળનો વિચાર કરી દુઃખી અથવા ખિન્ન થતાં દેખાઓ છો. મારે તે સંબંધમાં તમને એ જણાવવાનું કે ભૂતકાળના વિચારો અને કાર્યોને ભૂતકાળના ખાડામાં ફેંકી દો. ભૂત તે ભૂતકાળનો વિષય થઇ ગયો; હવે તે પર વિચાર કરવાથી લાભ શો ? તેમાંથી જે પાઠ શીખવા યોગ્ય હતા, તે તમે શીખી લીધા. આથી તમારા જીવનનો એક રીતે વિકાસ થયો. તમે તમારા અનુભવથી તમારા જેવી સ્થિતિમાં આવી પડેલી બ્હેનોનો ઉદ્ધાર કરવા અને તેમને સન્માર્ગે દોરવા સમર્થ થશો, એ કાંઇ ઓછો લાભ નથી.

વળી ભવિષ્ય આપણા હાથમાં છે, આપણી વર્તમાન સ્થિતિ આપણા ભૂતકાળના વિચારો, વાસનાઓ અને કાર્યોને આભારી છે; પણ અત્યારના આપણા વિચારો, વાસનાઓ અને કાર્યોવડે આપણું ભવિષ્ય ઘડાતું જાય છે. ભૂતકાળ પરિમિત હદવાળો છે, પણ ભવિષ્ય અનંત છે. પરિમિત સમયનાં કાર્યોનું ફળ પરિમિત હોઇ શકે, પણ આપણે ભવિષ્યને તો દરપળે આપણી ભાવના પ્રમાણે ઘડતા જઇએ છીએ. શ્રી કૃષ્ણ કહે છે કે મનુષ્ય જ્યારથી શુભ જીવન ગાળવાનો નિશ્ચય કરે છે, ત્યારથી

જ તે સંત કે સતી બને છે; કારણુ કે તેનામાં સંતપણાના કે સતી-પણાનાં બી રોપાતાં જાય છે, અને તેનું ફળ કુદરતના નિયમ પ્રમાણે અવસ્ય આવશે.

બીજી એક બાબત એ સ્મરણમાં રાખવા જેવી છે કે કોઇ પણ મનુષ્ય સંબંધી આપણે તેની હાલની સ્થિતિપરથી વિચાર કરવાનો નથી, પણ **ભવિષ્યમાં એ કેવો** થશે, તે જોવાનું છે. એકવાર જૈનોના પ્રથમ તીર્થંકર ઋષભદેવને તેમના પુત્ર ભરતચક્રવર્તીએ પ્રશ્ન પૂછયો કે આ સભામાં કોઈ એવો જીવ છે કે જે ભવિષ્યમાં તીર્થંકર થાય? ત્યારે ઋષભદેવે જવાબ આપ્યો કે તારો પુત્ર મરીચિ હાલ ત્રિદંડી સંન્યાસીના વેષમાં છે, તે છેવટનો તીર્થંકર થશે. તે ઉપરથી તે ભરત ચક્રવર્તીએ પોતાના પુત્ર મરિચીને નમસ્કાર કર્યાં અને કહ્યું કે

" નહી વંદું ત્રિદંડી વેષ, હું તો વંદુ ચરમ જીનેશ. "

હાલનો તારો આ ત્રિદંડી સંન્યાસીનો વેષ જોઈ હું તને નમતો નથી, પણ ભવિષ્યમાં તું ચરમ–છેલ્લો તીર્થંકર થવાનો છે, માટે હું તને નમું છું. આપણે બધા બનતા ઇશ્વિરો છીએ. દરેક જીવ ઇશ્વિર બનવાની ક્રિયામાં છે. માટે તેની વર્તમાન સ્થિતિનો વિચાર નહિ કરતાં તેના દોષ અને ખામીઓ દૂર જતાં તે કેવો લાગશે, તેનો વિચાર કરો. આવી દૃષ્ટિ રાખવાથી આપણે બીજાઓની નિર્બળતાઓ તથા દોષો તરફ વિશેષ ઉદાર થઇ શકીએ છીએ.

આપણા આત્માના અનંત બળ આગળ, અને વિકાસ ક્રમની ઇશ્વિરી યોજના આગળ આપણી હાલની નિર્બળતાઓ પણ દૂર થઈ જશે, એવો વિચાર કરવાથી આપણને બળ મળે છે, અને તે બળથી આપણે ઘણી ત્વરાથી આગળ વધી શકીશું.

જો આપણે આપણી નિર્બળતાઓનો જ વિચાર લાવ્યા કરીશું તો આપણી નિર્બળતાઓ વધતી જશે, અને આપણો આત્મા નિસ્તેજ બનતો જશે. માટે નિર્બળતારૂપ વાદળનો વિચાર ન કરતાં આત્મરૂપ

સૂર્યનો વિચાર કરો, એટલે જરૂર તમારામાં આત્માનું ખરૂં બળ આવવા લાગશે. અને પ્રતિકૂળ સંયોગોરૂપ વાદળો તે સૂર્યના તેજથી વીખરાવા લાગશે.

પ્રિય બ્હેન ! ઉચ્ચ જીવન ગાળવાને એક કુંચી સદા સ્મરણમાં રાખશો કે પ્રભુ સર્વજ્ઞ છે. તે આપણા વિચારો તથા કાર્યોને જુએ છે, દિવસે તેમ જ રાત્રે સર્વ સ્થળે તે આપણને જોઇ રહ્યો છે. કવિએ યથાર્થ કહ્યું છે કે—

ભોંયમાં પેસી ભોંયરે કરીએ છાની વાત,
ઘડીએ મનમાં ઘાટ તે જાણે જગનો તાત.

માટે તે સર્વજ્ઞ, સર્વવ્યાપી અને સર્વ શક્તિમાન પ્રભુની રૂબરૂમાં આપણે જીવન ગાળતાં હોઇએ તેવી રીતે વિચારો કરવા, વચનો બોલવાં અને કાર્યો કરવાં. જે મનુષ્ય આવી રીતે જીવન ગાળવા માંડે છે, તે પ્રભુની પ્રીતિ ત્વરાથી મેળવે છે. આવું જીવન ગાળવાનું કામ કઠણ છે, પણ આત્મબળ આગળ કાંઇ પણ અશક્ય નથી.

પ્રભુ જેમ સર્વજ્ઞ છે, તેમ પ્રભુ પ્રેમ સ્વરૂપ પણ છે. જ્યાં નિઃસ્વાર્થ પ્રેમ હોય છે, ત્યાં પ્રભુતા પ્રકટ થવા લાગે છે. જગતમાં પ્રેમ સમાન કોઇ બળ નથી. જે મનુષ્ય ખરા પ્રેમથી—ખરા દયાભાવથી બીજાનું હિત કરે છે તેના ઉપર અવશ્ય પ્રભુનો પ્રેમ ઉતરે છે. પ્રભુ કહે છે કે જે કોઈ મારા એક નાના બાળકની સેવા કરે છે, તે **મારીજ** સેવા કરે છે. માટે ગમે તે સ્થળે, ગમે તે સમયે કોઇની પણ સેવાનું કામ કરવામાં આપણે પ્રભુનું જ કામ કરીએ છીએ, એમ ધારો. આ ભાવના, પ્રિય બ્હેન ! જો તમે રાખી શકો તો તમારા જીવનમાં ઘણું બળ આવશે. કારણ કે પ્રભુનું કામ કરનારનું યોગક્ષેમ પ્રભુ કરે છે, અને શુભ કામ કરનારની કદાપિ દુર્ગતિ થતી જ નથી.

આપણાં શાસ્ત્રો એમ જણાવે છે કે આપણા સુખદુઃખમાં બીજાઓ તો નિમિત્ત માત્ર છે. આ સિદ્ધાંતનું આપણે વારંવાર વિસ્મરણ કરીએ

છીએ, અને તેથી આપણા દુઃખના નિમિત્તભૂત જીવો પ્રત્યે આપણને દ્વેષ કે ક્રોધ થાય છે. પણ જો કર્મના નિયમમાં આપણને વિશ્વાસ હોય તો આપણે તે નિમિત્તભૂત જીવની દયા ખાઇએ, અને સમભાવે આપણું દુઃખ ભોગવીએ. જ્ઞાનીઓનું ચિત્ત પણ દુઃખ વખતે ગભરાઈ જાય છે, તો પછી સામાન્ય મનુષ્યનું શું કહેવું? તે છતાં શાંતિ મેળવવા માટે ઉપર જણાવેલી વિચાર શ્રેણિનો આશ્રય લીધા સિવાય બીજો માર્ગ નથી. કુતરો લાકડી મારનારને કરડવા નહિ જતાં લાકડીને કરડવા દોડે છે, તેમ આપણે પણ આપણને દુઃખ આપનાર આપણાં પૂર્વભવોનાં કર્મોનો વિચાર નહિ કરતાં જે મનુષ્ય દ્વારા તે ભોગવવાનું આવી બને છે, તેને કરડવા દોડીએ છીએ. પણ આથી સ્થિતિ સુધરતી નથી. દ્વેષ કદાપિ દ્વેષથી શાન્ત થતો નથી. તેનું ઔષધ તો પ્રેમ જ છે. સામા મનુષ્યની કડવાશ આપણી કડવાશથી ઓછી થતી નથી, પણ ઉલટી વૃદ્ધિ પામે છે. માટે તમારા દુઃખના નિમિત્તભૂત જીવો પ્રત્યે તમે વિશેષ ઉદાર થશો તો પૂર્વકાળનાં કર્મો નાશ પામી જશે, નવાં કર્મ બંધાશે નહિ, અને તમારૂં ભવિષ્ય ઘણું જ ઉજ્જવળ થશે.

પ્રિય બ્હેન! મારે તમને વિશેષ આનંદજનક સમાચાર જણાવવાના છે કે આ સમય વિકાસ માટે ઘણો અનુકૂળ છે. જગતની બધી શુભ શક્તિઓ જગતના ઉદ્ધાર અર્થે કામ કરી રહી છે. પ્રભુને—તે શુભ શક્તિઓને આ જગતમાં મદદ આપનારા સત્ય સેવકો તથા સાચી સેવિકાઓની જરૂર છે. જો તમે એવી એક સાચી સેવિકા બનશો તો પ્રભુ, તથા મહાત્માઓ અને સર્વ શુભશક્તિઓ તમને જરૂર મદદ આપશે. તમારા પરનાં વાદળો વીખરાઇ જાય છે. અને અવશેષ રહેલાં વાદળો પણ સૂર્યનો વિશેષ પ્રકાશ થતાં વીખરાઇ જશે. માટે આ સમયનો લાભ લો. પ્રભુ નિમિત્તે અને મનુષ્યોના અને તેમાં ખાસ કરીને સ્ત્રીઓના કલ્યાણાર્થે તમારૂં જીવન અર્પણ કરો; અને તેથી તમારો વિકાસ એટલો બધો થશે કે તમને પોતાને પણ તેથી આશ્ચર્ય થશે. કારણ કે તમારામાં છુપા રહેલા બળનો તમને ખ્યાલ નથી. વાદળા પાછળ રહેલા સૂર્યનો

સર્વથા વાદળમાં રહેનારને ખ્યાલ ન આવે એ સંભવિત છે, પણ પ્રભુ કૃપાએ મેં તે સૂર્યની કાંઇક ઝાંખી કરી છે, અને તેથી તમને બેધડક જણાવું છું કે જ્યારે તમારી આત્મજ્યોતિ ખીલશે, ત્યારે કોઈ અનેરા પ્રકાશથી ઝળકશે, અને સેંકડો જીવોને શુભ માર્ગમાં દોરવાનું નિમિત્ત તમે બનશો. આ તમારૂં ઉજ્જવળ ભવિષ્ય છે. અને તે વાસ્તે પ્રયાસ કરવાનું, અને તે ભવિષ્યને સમીપમાં લાવવાનું કામ તમારૂં છે. પ્રભુ તમને તે કામમાં પુરતું બળ અને ધૈર્ય આપો, એવી મારી ખરા હૃદયની આશિશ છે.

પ્રિય બ્હેન ! હવે છેવટે એક જ બાબત લખવાની રહે છે. મેં મારા અનેક પત્રોમાં લખ્યું હતું, છતાં આજે આ પત્રમાં પણ લખું છું કે અસત્ય અને વિશ્વાસઘાતથી સદા સર્વદા દૂર રહેજો. હું એમ કહેતી નથી કે એ દુર્ગુણો તમારામાં છે, પણ તમારા મારી સાથેના પ્રસંગમાં જો તમારે મારી પાસેથી શુભ વિચારો અને તમારા આત્માના શ્રેય માટે સાચી સલાહ જાણવી હોય તો નિરંતર સત્યશીળ બનજો, અને વિશ્વાસને ટકાવી રાખજો. વિશેષ શું લખું ?

લી. તમારૂં હરેક રીતે શ્રેય ઇચ્છક

તમારી શુભ ચિન્તક બ્હેન

“ **મેના** ”ની આશિસ,



# પત્ર ૧૪ મો.

## ચિંતાનો ચૂરો.

**વ્હાલી બ્હેન પદ્મા.**

તારી શારીરિક તેમ જ માનસિક સ્થિતિ દર્શાવતો પત્ર મળ્યો. તું વ્યાધિ તેમ જ આધિ ( માનસિક દુ:ખ ) બન્નેથી પીડાય છે; એટલે તને તારૂં દુ:ખ અસહ્ય લાગે છે. મને પણ તારે વાસ્તે લાગે છે પણ હવે તો તે દુ:ખ કેમ દૂર થાય તેનો જ વિચાર કરવાનો છે. દુ:ખના બોજા તળે દબાવાથી દુ:ખ વિશેષ ભારે લાગે છે, અને તે બોજો કેમ ઉપાડવો તે સુઝતું નથી. માટે પ્રિય સખી ! હું જે વિચારો જણાવું તે પર શાંત ચિત્તે વિચાર કરજે. તારૂં શરીર રોગી બનવાના અનેક કારણો હશે, તે સર્વ મારાથી ન પણ સમજાય પણ હું તને જે સામાન્ય સૂચનાઓ આપું છું, તેમાંની જે કોઈ તને લાભકારી જણાય તે પ્રમાણે વર્તજે, તો તારો રોગ મટતાં ઓછા સમય લાગશે. અત્યારે તારી શારીરિક અનારોગ્યતાને લીધે તારૂં જીવન તને તેમ જ તારા સ્વજનોને ભારરૂપ થયું છે, અને તને ઘણીવાર શરીર પર અને જીંદગી પર કંટાળો આવે છે. પણ વીર કાર્યો કરવાની પ્રતિજ્ઞા કરનાર બ્હેન ! આમ કરવું તને ઉચિત નથી. જીંદગીને ટકાવવા વાસ્તે નીચેના સૂત્રો સ્મરણમાં રાખજે.

(૧) દાંત સાફ રાખો. દરરોજ દાતણ તથા દંતમંજન વડે દાંત સાફ કરો, અને જીભપરનો કચરો ઉળવતી દૂર કરો.

(૨) પથ્ય–શરીરને માફક આવે તેવો–ખોરાક જ લો. સ્વાદિષ્ટ અથવા મશાલાદાર ખોરાકથી લોભાઇ જતા ના.

(૩) ખોરાક એટલો ચાવીને ખાવો કે તે પાણીરૂપ થઇ જાય.

(૪) પાણી ઘુંટડે ઘુંટડે ધીમે ધીમે પીઓ.

(૫) જેટલો ખોરાક પચાવવાની શક્તિ હોય તેના કરતાં સ્હેજ ઓછું ખાઓ. કદાપિ વિશેષ ખાવાની ભૂલ કરતા ના.

(૬) પ્રસન્નતાપૂર્વક ખાઓ.

(૭) જે કારણોથી વ્યાધિ થઇ હોય તે કારણોને દૂર કરો.

(૮) યોગ્ય ઉપચાર કરો, પણ કુદરતને તેનું કામ કરવા દો. કુદરત દવા કરતાં વિશેષ ઉપયોગી કામ કરે છે.

(૯) અવકાશ મળે ત્યારે ખુલ્લી હવામાં ઉભા રહી દીર્ઘ શ્વાસ લો.

(૧૦) સૂર્ય સામે ઉભા રહી પ્રાતઃકાળમાં સૂર્યનાં કિરણવડે આખા શરીરને સ્નાન કરાવો.

(૧૧) જ્યાં સુધી શરીરને પૂર્ણ તંદુરસ્તી ના મળે ત્યાં સુધી સવથા બ્રહ્મચર્ય પાળો.

(૧૨) મનની શરીરપર અસર થાય છે, અને તે પણ સર્વ કરતાં વિશેષ, એ નિયમ ધ્યાનમાં રાખી મનને જેમ બને તેમ ચિંતારહિત અને પ્રસન્ન રાખવા પ્રયત્ન કરો.

વ્હાલી સખી ! આ સ્થળે તને કદાચ પ્રશ્ન થશે કે હું જ્યારે ચિંતાથી પીડાઉં છું, ત્યારે હું ચિંતામુક્ત શી રીતે થઇ શકું ? અને જ્યાં સુધી ચિંતામુક્ત મારાથી ન થઈ શકાય ત્યાં સુધી હું આરોગ્યમય સ્થિતિ શી રીતે પ્રાપ્ત કરી શકું ? તારો પ્રશ્ન વ્યાજબી છે અને તેનો જવાબ આપવા હું હવે પ્રયત્ન કરીશ.

વ્હાલી બ્હેન ! તારા જીવનમાં જે ચિંતા છે તે તને લાગે છે કે બીજા જીવોના તારા પ્રત્યેના અમુક જાતના વર્તનથી ઉદ્‌ભવેલી છે. માટે તેમાં તું શું કરી શકે ? પણ બ્હેન આ સ્થળે સ્મરણમાં રાખવું કે તમારા સુખ દુઃખમાં બીજા જીવો તો નિમિત્ત માત્ર છે. તારી હાલની સ્થિતિ તે તારા પૂર્વે કરેલા કર્મોનું પરિણામ છે. આપણે પૂર્વ ભવોમાં કોઇક જીવોને સંતાપ્યા હોય તો તે જીવો આપણા સંબંધી તરીકે આવે, અથવા બીજી કોઇપણ રીતે આપણા પ્રસંગમાં આવે, અને આપણને દુઃખનું કારણ થઈ પડે. હવે તે તે જીવો પ્રત્યે દુઃખ લગાડયા વિના;

અથવા તે નિમિત્તે ચિંતા કર્યા વગર આપણા મનના વળણને ફેરવવું. દરેક જીવ આપણા સંબંધમાં આપણા પૂર્વકૃત કર્મને લીધે આવે છે, પણ તે જીવ આપણને કાંઇક શીખવવા માટે પણ આવે છે, એ વાત ભૂલવી જોઇએ નહિ. આપણું કોઇ સ્વજન ક્રોધી હોય અને તેના વચનોથી આપણને દુ:ખ થવાનો સંભવ છે, પણ જો આપણે એમ વિચારીએ કે તે આપણને સંયમનો પાઠ શીખવે છે, તો આપણે તેને શત્રુ રૂપ ગણવાને બદલે મિત્રરૂપ ગણતાં શીખીશું. કારણકે તેટલે અંશે તે આપણો ઉપકારક છે. કોઇક આપણી નિંદા કરતું હોય, ત્યારે આપણે આ પ્રમાણે વિચાર કરવો. જો આપણામાં કાંઇપણ નિંદાને ઉત્પન્ન કરે તેવું કારણ હોય તો દૂર કરવું. અને જો ખોટી જ નિંદા થતી હોય તો પછી જે દોષ આપણામાં નથી, તેને વાસ્તે દિલગીર શા સારૂ થવું? વળી નિંદકો પણ એક રીતે આપણા ઉપકારક છે, કારણકે આપણી નિંદા થાય તેવું કાર્ય કરવા પ્રત્યે આપણું સ્હેજપણ વળણ હોય તો આ નિંદક મિત્રોના પ્રભાવથી આપણે તેવું કાર્ય કરતાં અટકીએ છીએ.

વળી આપણે પોતે તો આપણા દુ:ખના ઉત્પાદક નથી ને તેનો વિચાર કરવો. કારણ કે ઘણીવાર આપણે પોતે જ તે દુ:ખના કારણભૂત હોઇએ છીએ, અને દોષ બીજાને શીર ઢોળીએ છીએ. માટે દુ:ખના કારણભૂત ઇર્ષ્યા, દ્વેષ, અનુદારતા પરદોષદ્રષ્ટિ વગેરે જે કાંઈ અશુભ તત્વ આપણામાં હોય તે દૂર કરવા પ્રથમ આપણે પ્રયત્ન કરવો. આપણા હૃદયમાંથી જ્યાં આવા અશુભ ભાવો જતા રહેશે, એટલે મન ઉપરથી બોજો ચાલ્યો જશે, અને દુ:ખ કદાચ રહેશે તો પણ દુ:ખમાંથી તેનો દંશ ચાલ્યો જશે.

વળી આ સાથે સ્મરણમાં રાખવું જોઇએ કે જે જે બનાવ આ વિશ્વમાં બને છે તે સારા વાસ્તે જ બને છે. બનાવ બને તે આપણને તે સમયે પ્રતિકૂળ પણ લાગે, પણ પાછળથી—એ વર્ષ પછી તેનો આપણે વિચાર કરીએ તો આપણને જણાશે કે તે પ્રતિકૂળ પ્રસંગ પણ આપણા કલ્યાણ વાસ્તે હતો. આપણા જીવનમાં અત્યાર સુધીમાં જે જે પ્રસગો

બન્યા તે સર્વ આપણા આત્માના હિત વાસ્તે હતા; તો પછી અત્યારે જે પ્રતિકુળ બનાવ અથવા બનાવો બની રહ્યા છે, તે પણ ક્યાં આપણા કલ્યાણ વાસ્તે ન હોય? માટે યાદ રાખો કેઃ–

બનાવો જે બને વિશ્વે, બને હિત કારણે સર્વે,
નિયમ એવો દયાળુનો, વિધિ એવો કૃપાળુનો,
કરી વિશ્વાસ તે નેમે, દુઃખોથી જીવ વિરામે.

પ્રતિકૂળ પ્રસંગો આપણને શિક્ષા કરવા નહિ પણ શિક્ષણ આપવા આવેલા છે, એવો વિચાર કરી તેમાંથી શીખવા યોગ્ય પાઠ શીખો; અને નિરર્થક તમારા આનંદી સ્વભાવનો ભોગ આપી દુઃખી ન બનો, અને આસપાસના મનુષ્યોને દુઃખી ન બનાવો.

ચિંતા એ ચેપી રોગ જેવી છે. તે એવી રાક્ષસી છે કે આપણું બધું સત્ત્વ ચુસી આપણને નિઃસત્ત્વ બનાવી દે છે. વળી એક ચિંતાતુર મનુષ્ય આસપાસના સર્વ મનુષ્યોને ચિંતાતુર બનાવે છે. માટે તેમ કરવાને આપણને શો અધિકાર છે? બ્હેન! તારૂં નામ પદ્મા છે, પદ્મ એટલે કમળ. કમળ જેમ જળમાં રહેવા છતાં નિર્લિપ્ત રહે છે, અને નિરંતર જળની ઉપર રહે છે, તેમ તારે પણ પ્રતિકૂળ સંયોગોની ઉપર રહેતાં શીખવું; કારણ કે તારે આ સૂત્ર ગોખી રાખવું કે **इदमपि गमिष्यति** આ પણ ચાલ્યું જશે. કાંઇક સુખના તેમ જ દુઃખના પ્રસંગો ચાલ્યા ગયા, તેમ આવા પ્રસંગો પણ ચાલ્યા જશે, પણ તેની ચિંતા કરવાથી મનોબળ ઢીલું થઈ જાય છે. અને તે પ્રસંગ લંબાતો હોય, એમ લાગે છે. પણ સુખ વખતે સમય ક્યાં ચાલ્યો જાય છે, તેનું ભાન પણ રહેતું નથી. માટે પ્રિય બ્હેન! જો તારે ચિંતામાંથી બચવું હોય તો તારા દુઃખનો વિચાર નહિ કરતાં તને જે કાંઈ અનુકુળ સાધનો સુખજનક સાધનો–મળ્યાં હોય તેનો વિચાર કર એટલે તારો સમય બહુ ત્વરાથી પસાર થઇ જશે. વળી દુઃખ પણ કાંઈ સદાકાળ ટકતું નથી. કવિ કાલિદાસ લખે છે કેઃ—

**कस्यैकान्तं सुखमुपनतं दुःखमेकान्ततो वा।**
**नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥**

કોને એકાંત સુખ મળ્યું છે ? તેમજ કોને એકાંત દુઃખ મળ્યું છે ? ચક્રના ધારની માફક દશા ઉંચે નીચે જાય છે. માટે જરા પણ ગભરાવાનું કારણ નથી.

વળી એક વિચારશ્રેણી તારી આગળ રજુ કરૂં છું તે પર ચિંતન કરજે. તું પોતે દિવ્ય છે. તારામાં અનંત શક્તિ, અનંત જ્ઞાન અને અનંત પ્રેમ રહેલા છે. તે અત્યારે છુપાં છે. પણ તેનો વિચાર અને ચિંતન કરવાથી તે શક્તિ, જ્ઞાન અને પ્રેમ તારામાં ખીલશે. પણ જો તું તારી નિર્બળતાનો વિચાર કર્યા કરીશ તો અનેક રીતે દુઃખી થઇશ. માટે ધૈર્ય ધર, આવેલા દુઃખો વીરતાથી સહન કર, અને તારા દિવ્ય સ્વભાવનો ખ્યાલ લાવ, તું રાજપુત્રી છું, અત્યારે તું દરિદ્રીના વેષમાં છું. તું તારૂં રાજપુત્રીત્વ ભૂલી ગઇ છું, તેથી તું ખરેખરી દરિદ્રી હોય એવું તને લાગે છે. પણ આ ભ્રાન્તિ ટાળવાની જરૂર છે. તે વાસ્તે યાદ રાખજે કેઃ—

**किं नाम रोदिषि सखे, त्वयि सर्वशक्तिः।**
**आमंत्रयस्व भगवन् भगवत्स्वरुपम् ॥**
**त्रिलोकमेतदखिलं तव पादमूले।**
**आत्मैव हि प्रभवते न जडः कदापि ॥**

હે સખિ ! તું કેમ રૂવે છે ! તારામાં સર્વ શક્તિ રહેલી છે. હે ભગવતિ ! તારા દિવ્ય સ્વરૂપને આમંત્રણ કર. આ અખિલ ત્રણ લોક આવીને તારે પગે પડશે, કારણ કે છેવટે પ્રકૃતિ નહિ પણ આત્મા જ પોતાનો પ્રભાવ જણાવશે.

માટે પદ્મા શરીરમાં રહેલા હે આત્મન્! જાગ્રત થા. સૂર્ય સમાન તારા દિવ્ય સ્વરૂપનો વિચાર કર–ચિંતન કર–રટણ કર, એટલે ચિંતાના વાદળો તે સૂર્યનાં કિરણો નહિ સહન થવાથી સ્વયમેવ વિલાઇ જશે, અને તારો આત્મરૂપ સૂર્ય પૂર્ણ તેજથી પ્રકાશશે.

આ પત્ર તારી વ્યાધિ તેમ જ આધિ દૂર કરવામાં મદદગાર થાઓ, એવી આશા સાથે વિરમું છું. લી. તારી સદાની સખી,

“ **પ્રેમલીલા.** ”

# પત્ર ૧૫ મો.

## સ્ત્રી ઉપયોગી ફરતું પુસ્તકાલય.

સુવિનીત બ્હેન યશોદા.

તમારો પત્ર મળ્યો. તમારા મનમાં સ્ત્રી ઉપયોગી ફરતું પુસ્તકાલય કાઢવાની ભાવના સ્ફુરી છે, પણ તે સંબંધમાં લોકોને કેમ જાગ્રત્ કરવા તથા તમારે તે દિશામાં શું કરવું, તે તમે જાણવા માગો છો; તો તે સંબંધમાં મને જે વિચારો સ્ફુરે છે, તે અત્રે લખી જણાવું છું. તેમાં યોગ્ય ફેરફાર કરવાનો તમને અધિકાર છે.

બ્હેન ! આપણે એક ઓરડામાં પ્રવેશ કરીએ, પણ જો તે ઓરડામાં અંધારૂં હોય તો આપણે રસ્તામાં પડેલી ખુરસી સાથે અથડાઇએ, અથવા થાંભલા સાથે આપણું માથું કુટાય, અથવા તો માર્ગમાં પડેલો દૂધનો લોટો આપણા પગની ઠેસથી ઢોળાઈ જાય, અને એવી બીજી સો અડચણો આપણા માર્ગમાં ઉભી થાય. આનું કારણ શું ? કારણ બીજું કાંઈ નહિ પણ અંધકાર. તે અંધકારને દૂર કરવાનો એક જ માર્ગ છે અને તે પ્રકાશ છે. દીવો ઘરમાં પ્રકટાવો, પછી તમે નિર્ભય રીતે આખા ઘરમાં ફરી શકશો. તમે કોઇ પણ વસ્તુની સાથે અથડાશો નહિ, અને તમારૂં સર્વ કામ સુગમ થશે. આ સંસારની પણ એવી જ સ્થિતિ છે. જ્ઞાન વગર આપણે જ્યાં ત્યાં અથડાઇએ છીએ. આપણા માર્ગમાં અનેક અડચણો આવે છે, તે શી રીતે દૂર કરવી તે આપણે જાણતા નથી. આપણે જાતે દુઃખ વેઠીએ છીએ, અને બીજાને દુઃખના કારણભૂત બનીએ છીએ, તો અંહી પણ અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરવા જ્ઞાનરૂપી દીપકની જરૂર છે. જ્યાં પ્રકાશ નથી ત્યાં અંધકાર રહે છે, તેમ જ્યાં જ્ઞાન નથી ત્યાં માનસિક અંધકાર ઘર કરી રહે છે, અને તેની સાથે ઘણા અનર્થો જન્મે છે; માટે જ્ઞાન પ્રાપ્ત કરવાની ખાસ આવશ્યક્તા છે.

પ્રિય બ્હેન ! જ્ઞાન સૂર્ય કરતાં પણ અધિક છે. સૂર્ય આપણને દિવસના સમયમાં પ્રકાશ આપે છે, ત્યારે જ્ઞાન સર્વ સમયે રાત્રે તેમ જ દિવસે આપણાં જ્ઞાનચક્ષુ ખોલી આપણને વસ્તુ માત્રનું ભાન કરાવે છે. વીજળી અને વરાળના જ્ઞાનથી જગતમાં કેવા ચમત્કારો બની રહ્યા છે, તે જુઓ અને પછી જ્ઞાનનો પ્રભાવ આપોઆપ સમજાઇ જશે. જ્ઞાન એ ઉત્તમ આભૂષણ છે, તે કોઇ પણ પ્રકારના આભૂષણ કરતાં વિશેષ ચળકે છે. તેને ચોર ચોરી જતા નથી, ભાઇઓ તેમાં ભાગ માગતા નથી. અને કોઇને પણ આપવાથી તે વધ્યાં કરે છે; એ રીતે વિચારતાં સ્થૂલ ધન જ્ઞાન આગળ કાંઇ હિસાબમાં નથી. સર્વદાનમાં જ્ઞાન દાન ઉત્તમ કહ્યું છે. કારણકેઃ—

**अन्नदानं परं दानं विद्यादानमतः परम् ।**
**अन्नेन क्षणिका तृप्ति र्यावज्जीवं तु विद्यया ॥**

અન્નનું દાન એ પણ ઉત્તમ દાન છે, પણ વિદ્યાદાન એ તેથી પણ વધારે ઉત્તમ છે; કારણ કે અન્નથી ક્ષણિક તૃપ્તિ થાય છે, ત્યારે વિદ્યાવડે જીવનપર્યંત સંતોષ થાય છે. જ્ઞાન એક સારા મિત્રનું કામ સારે છે. જ્ઞાનની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી ગણાય.

સુશીલ બ્હેન ! જ્ઞાનરૂપી સન્મિત્ર પાપકર્મથી દૂર રાખે છે. હિતકારી કાર્ય કરવામાં આપણને યોજે છે. ગુહ્ય વાત ગુપ્ત રાખે છે, ગુણોને પ્રકટ કરે છે, દુઃખ વખતે આપણો ત્યાગ કરતો નથી, અને યોગ્ય સમયે મદદ આપે છે. આ બધાં કામ જ્ઞાનરૂપી સન્મિત્ર કરી શકે છે. જ્ઞાન આપણને આ ભવમાં જ ઉપયોગી થાય છે એમ નથી, પણ જ્ઞાનવડે આપણે ધર્મના સિદ્ધાન્તો બરાબર સમજી શકીએ છીએ, અને તેથી આપણા દોષ ક્યાં છે? આપણી ભૂલો ક્યાં છે? તે આપણે સમજીએ છીએ, અને તે ભૂલો તથા દોષથી કેવી રીતે મુક્ત થવું, તે આપણે જાણીએ છીએ. અને આ રીતે આપણું ભવિષ્ય સુધરે છે.

હવે આવું જ્ઞાન પ્રાપ્ત કરવાનાં અનેક સાધનો છે. તેમાં પુસ્તકો, સત્સમાગમ, ગુરૂ, દેશાટન વગેરે મુખ્ય છે. આપણે અહીં તે બધી બાબતોનો વિચાર નહિ કરતાં ફક્ત પુસ્તકોનો જ વિચાર કરીશું. પ્રિય

સખી ! પુસ્તકો એ મહાન્ પુરૂષોના સ્થાયી રૂપ પામેલા વિચારો છે. કાળક્રમમાં સર્વ વિનાશ પામે છે, તેમ મોટા મોટા ગ્રન્થકારો મરણને શરણ થઇ ગયા, પણ તેમણે આપેલો ઉપદેશ તેમના રચેલા ગ્રન્થોમાં જણાઈ આવે છે. "ગ્રન્થો એ મોટામાં મોટા શિક્ષકો છે. તેઓ સોટી અથવા ચાબકો માર્યા સિવાય, ક્રોધ અથવા સખ્ત શબ્દોનો ઉપયોગ કર્યા સિવાય, પૈસા કે વસ્ત્ર બદલા તરીકે લીધા સિવાય આપણને નિરંતર ઉપદેશ આપે છે. તમે તેમની પાસે ગમે તે વખતે જાઓ તો તેઓ બીજા શિક્ષકોની માફક કદાપિ ઉંઘતા હોતા નથી. જો તમે તેમને શોધક દૃષ્ટિથી પુછો તો તેઓ તમારાથી કાંઈ પણ છાનું રાખશે નહિ. જો તમે ભૂલ કરો તો તેઓ કદાપિ ચીડાશે નહિ. તમે જ્ઞાન રહિત હશો તો પણ તમને તે હસી કાઢશે નહિ." વ્હાલી યશોદા ! પુસ્તકો રૂપી મિત્રો આપણને કદાપિ કંટાળો આપતા નથી. આપણી ઇચ્છા કરતાં વધારે વાર તેઓ આપણે ત્યાં બેસતા નથી. આખી કોમનું જીવન એક સમર્થ લેખક કે વિચારકના વિચારથી ઘડાય છે. સિસેરો નામનો ઇટાલીનો વિદ્વાન્ જણાવે છે કે, "પુસ્તક વગરનો ઓરડો તે આત્મા વગરના શરીર જેવો છે." વળી એક બીજો વિદ્વાન્ જણાવે છે કે "દેશને સારૂ મરનાર શૂરવીરોનાં લોહી કરતાં વિદ્વાનોએ પુસ્તકો લખવામાં વાપરેલી રૂશનાઈ વધારે કીંમતી છે." પુસ્તકોની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી; તો પણ એક વિદ્વાન્ મહાશયનાં વિચાર જણાવવાની ઇચ્છા દાબી શકતી નથી. તે લખે છે કે, "પુસ્તકો જુવાન મનુષ્યને કપાળની કરચોળીઓ અથવા ધોળા વાળ લાવ્યા સિવાય અનુભવવૃદ્ધ બનાવે છે. વૃદ્ધાવસ્થાની અશક્તિ અથવા અગવડ સિવાય મનુષ્યને વૃદ્ધે મેળવેલો અનુભવ આપે છે." ટુંકામાં કહીએ તો સારા ગ્રન્થોનું પુસ્તકાલય સર્વ પ્રકારની ધનસંપત્તિ કરતાં વિશેષ કિંમતી છે, અને જગતનો કોઇ પણ પદાર્થ સરખામણીમાં તેની સાથે ટકી શકે તેમ નથી. તે માટે કોઈ પણ વ્યક્તિ જે સત્યની, સુખની, જ્ઞાનની, શાસ્ત્રની, અને છેવટે ધર્મની ભક્ત હોવાનું ગુમાન ધરાવે છે, તેણે પ્રથમ પુસ્તકોના ભક્ત થવું એ આવશ્યક છે.

પ્રિય બ્હેન ! અસલ એવો સમય હતો કે જ્યારે પુસ્તકો મળવાં મુશ્કેલ થઇ પડતાં. હાલમાં છાપખાનાની શોધને લીધે પુસ્તકો સસ્તાં અને જથાબંધ બ્હાર પડે છે; તે છતાં જેઓ તેનો લાભ ન લે તેમને વિષે શું કહેવું ? ચાણુક્ય નીતિમાં કહ્યું છે કેઃ—

**वलीपलितकायेपि कर्तव्यः श्रुतसंग्रहः ।**
**न तत्र धनिनो यान्ति यत्र यान्ति बहुश्रुताः ॥**
**श्रुत्वा धर्मं विजानाति, श्रुत्वा त्यजति दुर्मतिम् ।**
**श्रुत्वा ज्ञानमवाप्नोति श्रुत्वा मोक्षं च गच्छति ॥**
**पदं पदार्धं पादं वा आहरेच्च सुभाषितम् ।**
**मूर्खोऽपि प्राज्ञतां याति नदीभिः सागरो यथा ॥**

અર્થઃ—ચામડીમાં કરચોલી પડી હોય, અથવા વાળ ધોળા થયા હોય તો પણ જ્ઞાનનો સંગ્રહ કરવો. જ્યાં જ્ઞાની જાય છે, ત્યાં ધનવાનને સારૂ ગતિ નથી. શ્રવણ કરવાથી–વાંચવાથી ધર્મ જણાય છે, ખરાબ બુદ્ધિનો ત્યાગ થાય છે, જ્ઞાન પમાય છે, અને મોક્ષ પણ મળી શકે છે. સુભાષિતનું ( સારા વચનનું ) એક પદ, અર્ધું પદ, અથવા પદનો ચોથો ભાગ પણ ગ્રહણ કરવામાં આવે તો જેમ નદીઓને લીધે સમુદ્ર વિશાળ બને છે, તેમ મૂર્ખ પણ જ્ઞાની બને છે. માટે ઉત્તમ પુસ્તકો પસંદ કરીને તે વાંચવા જોઇએ. વળી પુસ્તક વાંચતાં તેમાંથી જે જે ઉપયોગી સૂચનાઓ મળી આવે, તે એક નોંધપોથીમાં ઉતારી લેવી જોઇએ, અને તે પુસ્તકના ઉત્તમ વિચારો બની શકે તેટલા પોતાના દરરોજના જીવન વ્યવહારમાં ઉતારવા જોઇએ. પુસ્તકો ઉપર ટપકેથી વાંચી નહિ જતાં દરેક પુસ્તકને વિચારપૂર્વક વાંચવું, તેમાં આપેલી સૂચનાઓ પર વિચાર કરવો અને તેમાંથી યોગ્ય સાર ગ્રહણ કરવો.

બ્હેન ! પુરૂષો તો વર્તમાનપત્રો વાંચીને, બીજા પુરૂષોના સંબંધમાં આવીને, જાહેર વ્યાખ્યાનોનું શ્રવણ કરીને, અને બીજી અનેક રીતે પોતાના જ્ઞાનને વધારે છે. પણ આપણી બ્હેનો, માતાઓ તથા દીકરીઓને ફરતા પુસ્તકાલયનો લાભ મળે તો તેમના જ્ઞાનમાં ઘણો વધારો થાય, અને તેમના વિચારો સંકુચિત મટી વિશાળ થાય; વળી તેઓ

બ્હારનું જગત્ કેવું છે, તે સંબંધી કાંઇક ખ્યાલ બાંધી શકે, અને પોતાની ફરજો કેમ બજાવવી તે જાણી શકે; અને વળી પોતાનું જીવન ઉચ્ચ પ્રકારનું, નીતિમય અને સમાજને લાભકારી બનાવી શકે. આપણી ઘણી બ્હેનોને પુસ્તકો વાંચવાની રૂચિ હોય છે, પણ લગ્ન પછી તે રૂચિ ખીલવવાનાં સાધનો નહિ મળવાથી તે મંદ પડી જાય છે; અને છેવટે અસ્ત થઇ જાય છે. તો જો ફરતા પુસ્તકાલયની યોજના કરવામાં આવે તો મંદપ્રાય થઇ ગયેલી રૂચિ ફરીથી જાગ્રત્ થશે, નવરાશના સમયનો સદુપયોગ થશે, અને જે જ્ઞાન આ રીતે તેમને મળશે, તેથી તેમનું પોતાનું અને તેમનાં બાળકોનું શ્રેય થશે.

પ્રિય સખી ! બીજ વાવ્યા પછી સમજુ વર્ગ તરતજ ફળની આશા રાખતો નથી. તેમ આવા ફરતા પુસ્તકાલયના લાભો તરતમાં ન જણાય તો તેથી નિરાશ થવું નહિ. જેમ માતાઓનું વાંચનબળ વધતું જશે, તેમ ભાવી પ્રજાનું ભવિષ્ય વધારે સંસ્કારી અને સંગીન-પણે ઘડાતું જશે. આવો ઉચ્ચ ઉદ્દેશ રાખી ફરતા પુસ્તકાલયની યોજના તમે કરશો તો તેનું સુપરિણામ થોડાં વર્ષોમાં તમે જોવા ભાગ્યશાળી થશો. પુસ્તકોની પસંદગીમાં સ્ત્રીઓનું આરોગ્ય, બાળકેળવણી, માંદાની માવજત, સ્ત્રીકેળવણી, ગૃહશિક્ષણ, ગૃહિણી ધર્મ, નારીધર્મ એ બધાં વિષયોને લગતાં પુસ્તકો પસંદ કરજો. વળી જેમાં ઉત્તમ સ્ત્રી પુરૂષોનાં ચરિત્રો વર્ણવ્યાં હોય તેવાં પુસ્તકો ખાસ કરીને મેળવજો; અને બ્હેનોને આવાં પુસ્તકો વાંચવાની રૂચિ થાય તે માટે તમે જાતે ફરીને બ્હેનોને તે તે પુસ્તકોના ગુણ સમજાવજો, તો જરૂર તમારો આ દિશામાં પ્રયાસ સફળ થશે. પરમાત્મા તમને આ કાર્યમાં યશ આવે, એવી મારી ખરા હૃદયની પ્રાર્થના છે.

આ સંબંધમાં વિશેષ કાંઇ પણ પુછવું હોય તે પુછશો; મારી મતિ પ્રમાણે તમારા આ કાર્યને મદદ કરવા હું નિરંતર ઉત્સુકજ છું.

લી. તમારી સ્નેહાધીન સખી,

" **શ્રીમતી** "ના સસ્નેહ પ્રણામ સ્વીકારશો.

# પત્ર ૧૬ મો.

## એક અબળાના હૃદયના ઉદ્‌ગારો.

**પ્રિય મર્મજ્ઞ સખી સુલોચના !**

આજે હું મારા હૃદયની ગૃહ્યમાં ગુહ્ય વાત તને જણાવવા ઇચ્છા રાખું છું. તારાથી કાંઈ અજાણ્યું નથી, કારણ કે તું પણ તેજ રેંટ-માલમાં પડેલી છું. છતાં આજે તો આપણી બ્હેનોનાં દુઃખ મારાથી તને જણાયા વગર રહેવાતું નથી. આર્ય સંસારમાં આપણી સ્ત્રીજાતિની સ્થિતિથી મારૂં હૃદય કંપે છે, બળે છે, અરે ! ભડભડ લાગી જાય છે. આપણે માથે પડતી વિપત્તિઓ કયાં જઈ કહીએ ? આપણા દુઃખ કોનાં આગળ રડીએ ? આપણી વાત કોઇ સાંભળતું નથી, આપણી વાત પર કોઈ લક્ષ આપતું નથી. મારે માથે જે અનેક અસહ્ય સંકટો આવી પડયાં છે, તેથી હું તો હવે પત્થર જેવી બની ગઈ છું, પણ મારી વ્હાલી બ્હેનો જે અનેક રીતે પીડાય છે, રીબાય છે, અને દુઃખમાં ઝુરી ઝુરી મરણને શરણને થાય છે, તેમના તરફથી તેમના વકીલ તરીકે મારૂં હૃદય તારી આગળ ખોલું છું. બ્હેન ! મારી મશ્કરી ન કરતાં આ મારા ગાંડાઘેલા ઉદ્‌ગારો પર વિચાર કરજે, કારણ કે તે આપણને બધાને એક સરખી રીતે લાગુ પડે છે.

બ્હેન ! પુસ્તકો વાંચતાં લોકો આર્યદંપતીના પ્રેમની પ્રશંસા કરે છે. પણ અફસોસ ! તે પ્રેમ કયાં તમારી દૃષ્ટિએ પડે છે, તે મને તમે ખરા અંતઃકરણથી જણાવી શકશો ? પુસ્તકોમાં ચિતાર આપવો, એ વિદ્વાનોની કલ્પના શક્તિને સુગમ કાર્ય છે, પણ જગતના વ્યવહા-રમાં તે પ્રેમ–તે શુદ્ધ સાત્ત્વિક પ્રેમ કયા હૃદયમાં દેખાય છે ? આપણું ખરૂં દુઃખ તે પ્રેમના અભાવમાં જ રહેલું છે. આપણે પ્રાતઃકાળથી ઉઠી, મજુરની માફક કાર્ય કરતાં જરા પણ પાછાં હઠીએ તેમ નથી.

છોકરાઓને નવરાવવા, ધવરાવવા, ઉછેરવા, તેમનું લાલનપાલન કરવું, એ આપણું કામ છે. માંદા માણસોની માવજત અને બરદાસ ચાકરી કરવામાં, અને તે નિમિત્તે રાત્રિએ ઉજાગરા કરવામાં આપણે પાછી પાની ધરીએ તેમ નથી. આપણા સ્વામિની ઓછી કમાઇમાં પણ કરકસરથી ઘર સંસાર નીભાવવાનું, અને તે અલ્પ સાધનોમાં અતિથિને યથાયોગ્ય સન્માન આપવાનું ઉત્તમ કાર્ય આપણે આત્મભોગ આપીને પણ કરવા તત્પર છીએ. સાસુના, નણંદના, જેઠાણી દેરાણીના કટુવચનની દરકાર નહિ રાખીને પણ આપણે આપણું કર્તવ્ય બજાવતાં ચૂકતા નથી. આપણે પતિભક્તિ એ આપણું સર્વસ્વ માનીએ છીએ. પતિનું માથું દુઃખવા આવે, તે આપણને કારી ઘા જેવું લાગે છે. આપણે પતિના દુઃખમાં અંતઃકરણથી ભાગ લેઇએ છીએ; દુઃખ સમયે આપણા અલ્પજ્ઞાન પ્રમાણે પણ ખરા અંતઃકરણથી આશ્વાસન આપીએ છીએ; ઘરમાં સર્વજણના જમ્યા પછી આપણે જમીએ છીએ, અને તેથી કરી કોઇ કોઇ વસ્તુ આપણને ભોજનમાં ન મળે, તેની આપણે લેશ માત્ર દરકાર રાખતા નથી. સહનશીળતા એ આપણું ઉચ્ચમાં ઉચ્ચ વ્રત છે. સ્વજનનું લેશ માત્ર દુઃખ દેખી આપણું સ્વાભાવિક આર્દ્ર હૃદય દ્રવે છે, અને તે દુઃખ દૂર કરવા આપણે યથાશક્તિ પ્રયત્ન પણ કરીએ છીએ.

પ્રિય બ્હેન! આ સર્વના બદલામાં આપણે કોઈ પણ વસ્તુની આશા રાખતા નથી. આપણને એક જ વસ્તુની જરૂર છે. આપણે સર્વ વસ્તુના અભાવમાં પણ તે વસ્તુથી સંતોષ માની આપણા દિવસો સુખમાં નિર્ગમન કરીશું. તે વસ્તુ બીજી કોઇ નહિ પણ આપણા સ્વામિનો ખરા જીગરનો પ્રેમ, પ્રેમ અને પ્રેમ જ છે. આપણે ધનવગર નભાવીશું, સારા વસ્ત્રના અભાવે હલકાં લુગડાં પહેરીને ચલવીશું, દુધપાક અને મિષ્ટાન્ન ભોજનને બદલે ટુકડા સુકા રોટલાથી આપણા મનને સંતોષીશું, આપણે સર્વ વસ્તુઓ વિના ગમે તેમ દુઃખ વેઠી મુંગે મોંહે ચલવીશું, નભાવીશું, અને પતિના કુળની આબરૂ રાખીશું. પણ આપણા પતિના પ્રેમ સિવાય એક દિવસ, અરે! એક ક્ષણ પણ જીવી શકાતું નથી; અને કદાચ આપણે

તવી સ્થિતિમાં જીવીએ તો આપણે જીવતાં મુવેલાં જ છીએ. આપણે કુટુમ્બના સર્વ મનુષ્યોને સુખી રાખવા આપણાથી બનતું કરીએ છીએ, અને તેના બદલામાં આપણા પતિના પ્રેમની આશા રાખીએ, અને તે પણ ન મળે તો શું આપણું હૃદય ન બળે? આપણું અંતઃકરણ શું દુઃખી ન થાય? આપણી આંતરડી ન કકળે? કકળે, કકળે, ખરેખર કકળે, અરે જ્યાં સ્ત્રીઓની આંતરડી કકળી, જ્યાં સ્ત્રીઓના હૃદયમાંથી શોકના ઉષ્ણ નિઃશ્વાસ નીકળવા માંડયા, ત્યાં સુખવૈભવ શી રીતે ટકી શકે? ત્યાં લક્ષ્મીદેવી શી રીતે વાસ કરી શકે? મનુસ્મૃતિ યથાર્થ જ કહે છે કેઃ—

**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥**

જ્યાં સ્ત્રીઓ સન્માન પામે ત્યાંજ દેવતાઓ રમે છે. ત્યાં જ લક્ષ્મી અને સરસ્વતી પણ આવીને વસે છે. ત્યાં જ સર્વ પ્રકારની રિદ્ધિ સિદ્ધિ આવીને વસે છે.

બ્હેન! મારો પ્રશ્ન માત્ર એક જ છે કે જેને લોકો આપણું રક્ષણ કરનારા તરીકે ગણે છે, તેઓ આપણા પ્રત્યે પોતાની યોગ્ય ફરજ બજાવે છે કે કેમ? આપણે આપણા ખરા જીગરથી કહેવાની હિમત ધરીએ છીએ કે આપણી યુવાવસ્થામાં–આપણા સુખના ખરા સમયમાં પણ આપણા કહેવાતા રક્ષકો આપણું રક્ષણ કરવાની પવિત્ર ફરજ યોગ્ય રીતે બજાવતા નથી. આપણું દુઃખથી ઘાયલ થયેલું હૃદય બોલી જાય છે કે તેઓ રક્ષણકર્તા નહિ પણ ભક્ષણકર્તા છે. આપણી સાથે જ્યાં સુધી તેઓનો સ્વાર્થ હોય છે, ત્યાં સુધી આપણી જરા પણ દરકાર તેઓ રાખે છે, પણ ગરજ સરી એટલે વૈદ્ય વેરી, તે ન્યાયે પાછળથી તેઓ આપણા ભણી વર્તે છે. આ તેમનું કારી ઘા જેવું કૃત્ય આપણું હૃદય ફાડી નાખે છે. જે પ્રેમ બીજાના દુઃખે દુઃખી ન થાય તે પ્રેમના નામને શી રીતે પાત્ર હોઈ શકે? આપણે દુઃખી હોઇએ તો તેમને મન શું? આપણને ચિંતાઓ હોય તો તેથી તેમના હૃદયને શું? આપણે મરણ પામીશું તો તેથી તેમને શું? તેઓ બીજી પરણશે, તેની સાથે સ્નેહ બાંધશે. પુરૂષોના જેવા નિષ્ઠુર હૃદયના જગતમાં તમને કોઈ ભાગ્યે જ

મળી આવશે. જેમ આપણું હૃદય સ્વાભાવિક રીતે પ્રેમાલ, મૃદુ અને કોમળ હોય છે, તેમ પુરૂષો કઠણ છાતીનાં અને નિર્દય હૃદયના હોય છે. જો આમ ન હોય તો તેઓ આપણા ભણી જે રીતે વર્તે છે, તે રીતે કદાપિ પણ વર્તે ? ચકમક કઠણ છે, તોપણ તે ભાગે છે, લોઢું સખ્ત છે, તોપણ તે અગ્નિથી નમ્ર બને છે, પણ પુરૂષોનું હૃદય હાય ! તે કરતાં પણ વધારે કઠણ અને સખ્ત જણાય છે.

પ્રિય સખી ! મારૂં કથન હું સમાપ્ત કરૂં છું, પણ તે સાથે પુરૂષોને ઉપદેશ આપવાને ન લાયક છતાં મારી પ્રિય ભગિનીઓના સુખની ખાતર તેમને કહેવાની જરૂર વિચારૂં છું કે ' હે સુજ્ઞ નરો ! તમારા હૃદયને પ્રેમાળ બનાવો. અમારી બ્હેનો પ્રતિ દયાળુ થાઓ. અમારી બ્હેનોના દુઃખમાં તેમને આશ્વાસન આપો. તમે વિદ્વાન્ સમજુ થઇ તમારા હાથમાં મૂકાયેલા પ્રેમજળમાં રહેનાર કમળનો વિકાસ થવા દેવાને બદલે તમે તેને અપ્રીતિની ઉષ્ણભૂમિપર મૂકી તેનો અંત આણો, એ તમારી વિદ્વત્તાને છાજશે ? મારૂં હૃદય ના પાડે છે. તમારા હૃદયમાંથી પ્રેમનો ઝરો વ્હેવરાવવો.

તમારૂં તેથી કાંઈ પણ ઓછું થશે નહિ, પણ તેથી અમારી બ્હેનો સુખી થશે, અને તેઓનું સુખ તમારા સુખને વધારશે. માટે આ એક દુઃખી બાળાના હૃદયના ઉદ્‌ગાર પર શાન્ત ચિત્તથી વિચાર કરજો. તમે ગમે તેમ વર્તો, પણ મારી અબળા બ્હેનોના મનને દુભવશો નહિ. એ જ મારા હૃદયની પ્રાર્થના છે. આપ સુજ્ઞ છો, એમ ધારી હું યાચના કરૂં છું અને તે યાચના સ્વીકારી આ નમ્ર બાળાને ઉપકૃત કરશો, "

પ્રિય બ્હેન સુલોચના ! મેં આ પત્રમાં આપણા જેવી અનેક બ્હેનોનાં દુઃખ એટલા માટે ગાયાં છે કે જેથી પુરૂષોનાં કાન ઉઘડે, અને તેમના હૃદયમાં પ્રીતિનો સંચાર થાય, કે જે દ્વારા સ્ત્રી પુરૂષો બન્ને સુખી અને આનંદી થાય; અને કુટુંબમાં સ્નેહવૃદ્ધિ થાય.

લી. દુઃખમાં ગરક થયેલી
બ્હેન "રમા, "

# પત્ર ૧૭ મો.

## આદર્શ લગ્ન.

**ઉચ્ચપદાભિલાષી સુશીલ બ્હેન માલતી !**

આદર્શ લગ્ન કેવું હોવું જોઇએ, તે સબંધી તમે મારા વિચારો જાણુવા માગો છો, કારણુ કે તમે આદર્શ ગૃહસંસારને ઇચ્છો છો. આ સંબંધી જે વિચારો હું જણાવું છું, તે તમને કદાચ વિચિત્ર લાગશે, આપણી પ્રચલિત રૂઢીઓની વિરૂદ્ધ લાગશે, છતાં ગંભીર ચિત્તે તે પર વિચાર કરશો, અને પૂર્વબદ્ધ વિચારોને દૂર કરી સત્યને ગ્રહણ કરવા ઉત્સુક થશો. હું ધારૂં છું કે તમે તેમ કરશો જ. કારણુ કે તમારો આત્મા મિથ્યા કારાગ્રહમાં પડી રહેવા સરજાએલો નથી.

આદર્શ લગ્ન વાસ્તે પ્રથમ અને સૌથી અગત્યની બાબત એ છે કે લગ્નમાં જોડાનાર યુવતી અને યુવક આદર્શ હોવાં જોઇએ, અથવા તો તે યુવતી અને યુવકના હૃદયમાં આદર્શ પત્ની અને આદર્શ પતિ થવાની પ્રબળ ઇચ્છા હોવી જોઇએ. કારણુ કે લગ્નનો આધાર એક વ્યક્તિ પર નહિ, પણુ બન્ને ઉપર સમાન રીતે આધાર રાખે છે. પક્ષીની એક પાંખ ગમે તેવી સુંદર અને બળવાન હોય પણુ જો બીજી પાંખને ઘા લાગ્યો હોય તો તે પક્ષી ઉડી શકતું નથી, અને બન્ને પાંખો નકામા જેવી થઈ પડે છે. રથનું એક ચક્ર સુશોભિત અને યોગ્ય રીતે ચાલતું હોય, પણુ બીજા પૈડાને ખાડો પડયો હોય અથવા બીજું પૈડું ભાંગી ગયું હોય તો રથની ગતિ કેવી થાય છે, તેનો તેવા રથમાં બેસનારને અનુભવ થયા વિના રહેતો નથી.

આદર્શ યુવક અથવા યુવતીનો અર્થ અહીં એટલો જ લેવાનો કે બન્નેની તંદુરસ્તી સારી હોવી જોઇએ, બન્ને ભણેલાં જોઇએ, બન્નેનાં

હૃદય પ્રેમાળ જોઇએ, અને બન્ને ચારિત્રશીળ જોઇએ. જો આટલું હોય તો આદર્શ લગ્ન થાય એમ માનવામાં હરકત નથી.

હવે આપણે માની લ્યો કે બન્નેનાં લગ્ન થયાં–પણ આ સ્થળે ખરો ઉપયોગી મુદ્દો એ છે કે તે લગ્ન બન્નેની સંમતિથી થવાં જોઇએ. અને તે જ્યારે બાળ લગ્નનો અટકાવ થાય ત્યારે જ થઈ શકે. જ્યાં સુધી લગ્નો અમુક કુલ, રૂપ તથા બહારનાં બીજાં કારણો પર આધાર રાખે છે, પણ લગ્નમાં જોડાનાર યુવક કે યુવતિની તેમાં બીલકુલ સંમતિ હોતી નથી, ત્યાં આદર્શ લગ્ન સંભવે તો અપવાદ રૂપ ગણાવું જોઇએ. લગ્ન કર્યું માટે ચાહવું જોઇએ એ મનુષ્યના હૃદયની કસોટીની છેલ્લી સીમા આવી જાય છે. જ્યાં સ્વાભાવિક પ્રેમ ન ઉપજતો હોય ત્યાં પરાણે અનિચ્છાએ પ્રેમ બતાવવામાં ફાવવું એ વિકાસક્રમની ઘણી ઉચ્ચ દશા સૂચવે છે.

મારા કહેવાનો ભાવાર્થ એમ નથી કે બધાં લગ્નો સ્વયંવર ક્રિયાથી થવાં જોઇએ, પણ એટલું તો કહેવાની હિંમત ધરૂં છું કે જે બન્ને યુવક તથા યુવતિ વચ્ચે વિવાહ કરવાનો વિચાર થયો હોય તે યુવક અને યુવતિની સંમતિની તો જરૂર છે.

આવાં યુવક યુવતિનાં લગ્ન થયાં. પ્રથમ તો એક બીજા પ્રત્યે તેઓ ઘણાં સ્નેહભાવથી વર્તે છે. પણ થોડા સમયમાં તેઓ એક બીજાના ગુણ દોષ જાણી જાય છે. એક બીજાની નિર્બળતાઓ તથા ખામીઓ જણાયા વગર રહેતી નથી. હવે જો આદર્શ લગ્ન બનાવવું હોય તો પતિ તથા પત્નીએ એક બીજાના દોષો તથા નિર્બળતાઓનો ઓછો વિચાર કરી એક બીજાના ગુણોનો વિશેષ વિચાર કરવો જોઇએ. નિર્બળતાનો વિચાર કરવાથી નિર્બળતા વધે છે, અને ગુણોનો વિચાર કરવાથી ગુણોની વૃદ્ધિ થાય છે. બન્નેએ એક બીજાના ગુણોનું મહત્ત્વ સ્વીકારી તે ગુણો કેમ આદર્શરૂપ થાય તેવી જ ભાવના કરવી. ગુણો ખીલશે એટલે દુર્ગુણો આપોઆપ ચાલ્યા જશે; કારણ કે ગુણ અને દુર્ગુણ સાથે લાંબો વખત રહી શકે નહિ. મનુષ્યો એક બીજાને ઉપર ઉપરથી જુએ છે,

તેથી તેઓ ઘણીવાર સ્થૂલ બાજુ જ જુએ છે. તેઓ ઘણું તો સામી વ્યક્તિનાં વચનો અથવા કાર્યો તપાસે છે. તેની બોલવાની રીત જુએ છે, તેની કાર્ય કરવાની પદ્ધતિ તપાસે છે. અને તે બહારનાં સાધનો દ્વારા તે સામી વ્યક્તિનો તોલ બાંધે છે; પણ તેઓ તે વ્યક્તિના બહારના ગુણ દોષોની પાછળ રહેલા આત્માની ભવ્યતાનો ખ્યાલ લાવી શકતાં નથી. આપણે કોઈ વિષે ઉચ્ચ અભિપ્રાય બાંધવામાં ભાગ્યે જ ભૂલ કરીએ છીએ, કારણ કે તેનો અંતરાત્મા તો આપણે તેને વિષે બાંધેલા અભિપ્રાય કરતાં પણ મહાન્ છે. માટે કોઈ વિષે સારો અભિપ્રાય બાંધવામાં આપણે સત્યના નિયમનો ભંગ કરતા નથી. દરેકમાં મહાન્ શક્તિઓ ગુપ્ત રહેલી છે તે આ રીતે પ્રકટ થવા માંડે છે.

ધારો કે કોઇ પત્નીને અસત્ય બોલવાની ટેવ છે. હવે તેનો પતિ તેને અસત્ય બોલવા માટે વારંવાર ઠપકો આપે, લોકો આગળ પોતાની સ્ત્રી અસત્યવાદી છે એમ કહ્યા કરે, તો તેથી તે સ્ત્રી સત્યવાદી બની જતી નથી. કારણ કે તેથી તો તે પોતાનું અસત્ય છુપાવવાને બીજાં અનેક પ્રકારનાં અસત્ય બોલવાને દોરાય છે, પણ જો પતિ એમ વિચારે કે મારી પત્ની સત્યવાદી બનતી જાય છે, અને મારી પત્ની સત્યજ બોલે છે એવી ભાવના કર્યા કરે, અને તે સ્ત્રી પર વિશ્વાસ રાખે, તો તે સ્ત્રીને પોતાના પતિ ઉપર પ્રેમ ઉપજશે, અને તે પ્રેમને ખાતર સત્યજ કહેશે, પોતાની ભૂલ થઇ હશે તે પણ કબુલ કરશે. અને આ રીતે તે સત્યતા તરફ ત્વરાથી દોરાશે.

આપણે બધાં જીવનમાં ભૂલો તો કરી બેસીશું. પણ આપણે સમજવું જોઇએ કે જેઓએ પોતાનો વિકાસ પોતાના હાથમાં લીધો છે તેઓ જાણે છે કે આ ભૂલો ક્ષણિક છે, અને તે નાશ પામવાને સરજાએલી છે. એક મનુષ્ય પાસે પુષ્કળ ધન હોવા છતાં કંજુસ છે. તેણે કોઈ ફંડમાં એક રૂપીઓ ભર્યો. હવે આપણે તેને કહીએ કે તમારો સ્વભાવ ઉદાર થતો જાય છે, તમે તે ફંડને ઠીક મદદ કરી,

તો તે મનુષ્યને લાગશે કે મારી ઉદારતાના વખાણ થાય છે. હવે જો હું કંજુસ રહીશ તો લોકો સારૂં બોલશે નહિ. માટે મારે વધારે ઉદાર થવું જોઇએ. આવી રીતે તેનામાં રહેલા ઉદારતાનાં બીજને પુષ્ટિ મળે છે. તમે વિશ્વાસ રાખો, અને સામો મનુષ્ય વિશ્વાસને પાત્ર થશે. જેમ વિશ્વાસ વિશ્વાસને પોષે છે, તેમ પ્રેમ પ્રેમને પોષે છે. કોઈ વાર વિશ્વાસમાં ઠગાવાનો ભય રહે, પણ એકંદર વિશ્વાસ સામા મનુષ્યમાં વિશ્વાસ પેદા કરે છે. માટે પતિ પત્નીએ એક બીજા પર બહુ જ વિશ્વાસ રાખી એક બીજાના ગુણોને જોવા, અને તે ગુણોનું ચિંતન કરવું, કે જેથી એક બીજાનો પ્રેમ વૃદ્ધિ પામે. આદર્શ પતિ પત્ની થવા ઇચ્છનાર દંપતીએ એક બીજાના વ્યક્તિત્વને અને સ્વતંત્રતાને માન આપવું જોઇએ. તેઓ એક બીજાના ખરા મિત્રો થવા જોઇએ. તેઓ એક બીજાના ખરા સ્વજન થવાં જોઇએ, કે જે સ્વજન આગળ પોતાના હૃદયના ભાવ પ્રકટ કરતાં જરા પણ સંકોચ આવે નહિ. પણ જો પુરૂષ સ્ત્રીને પોતાની મીલ્કત રૂપ ગણતો હોય, પોતાની એક દાસી રૂપે માનતો હોય તો ત્યાં આદર્શ લગ્ન શી રીતે સંભવે ? આદર્શ દંપતી બનવામાં મને તો લાગે છે કે મોટો વાંધો પુરૂષો તરફથીજ આવે છે. તેઓ અત્યાર સુધીના પતિ તરીકેના મનાયલા હક્કો જતાં કરી પત્નીને એક ગુલામડી તરીકે ગણવાને બદલે એક મિત્ર તુલ્ય ગણે, એ તેમને ઘણું કઠણ લાગે છે. તેઓ સ્ત્રીઓને 'સહ ધર્મચારિણી,' અર્ધાંગના વગેરે કહે છે, પણ જ્યાં જીવન વ્યવહારમાં પતિના વર્તન તરફ જોઇએ તો એ વિશેષણોને દૂષણ લગાડે તેવી સ્થિતિ હોય છે. **न स्त्री स्वातंत्र्यमर्हति** સ્ત્રી સ્વતંત્રતાને લાયક નથી એ સુત્રને તેઓ આગળ ધરે છે. વળી તેઓ કહે છે કે **पतिर्देवो हि नारीणाम्** સ્ત્રીઓને મન પતિ એ દેવ સમાન હોવો જોઇએ, પણ તેની સાથે તેઓ એ બાબત ભૂલી જાય છે કે **स्त्री देवी हि पुरुषाणाम्** સ્ત્રી એ પુરૂષોને દેવી સમાન હોવી જોઇએ અને **यत्र नार्यस्तुपूज्यन्ते रमन्ते तत्र देवताः** જ્યાં સ્ત્રીઓનું સન્માન થાય છે ત્યાં દેવતાઓ આવીને રમે

છે. જ્યાં પોતાનો સ્વાર્થ હોય ત્યાં પત્નીને 'દેવી' અને તે કરતાં પણ અધિક ઉપનામથી બોલાવે પણ પાછળથી વર્તનમાં જોઇએ તો આપણને લાગે કે તે શબ્દો કેવળ મુખના હતા—છેતરવા રૂપ હતા.

હવે આ વર્તમાન સ્થિતિ જવા દઈ, આપણે તો ભવિષ્યના આદર્શ લગ્ન વાસ્તે એમજ ઇચ્છીશું કે બન્ને પતિ પત્ની એક બીજાના ખરા મિત્ર રૂપે વર્તશે. અને બન્નેને હિતકારી હોય તેટલી સ્વતંત્રતા આપવામાં કોઇ પણ પ્રકારનો તેઓ વાંધો લેશે નહિ. આથી ગૃહસ્થાશ્રમમાં જણાઈ આવતું અસત્ય, કપટ, ઢોંગ વગેરે અવગુણો ચાલ્યાં જશે.

પતિ પત્નીએ એક બીજાની અંદર રહેલી ગુપ્ત શક્તિઓ પ્રકટ કરવામાં સહાયભૂત થવું જોઇએ. જેટલા ગુણો અને શક્તિઓ સહાનુભૂતિથી—દીલસોજીથી બે હ્રુદય વચ્ચેના ખરા પ્રેમથી પ્રકટે છે, તેટલા બહારના દબાણથી કદાપિ પ્રકટયા નથી અને પ્રકટશે પણ નહિ. ખુલ્લી હવામાં રોપો જેવી રીતે ખીલે છે, તેવો બંધીઆર જગ્યામાં કદાપિ ઉગી શકે નહિ.

પતિ અભ્યાસ કરતો હોય તો પત્નીએ તેનાં તે કામમાં હરકત રૂપ થવું નહિ. તેના અભ્યાસ વાસ્તે પરદેશ જવાની જરૂર પડે, તો તેમાં જરા પણ ખલેલ નાંખવી નહિ. કારણ કે પતિનું હિત એજ આદર્શ પત્નીનું ધ્યેય હોવું જોઇએ. તેવી રીતે ધારો કે સ્ત્રીને સંગીત શીખવાની રૂચિ હોય, અને પોતાને તેવાં સાધનો હોય તો પતિએ તેમાં અંતરાયરૂપ થવું નહિ; પણ બને તેટલી મદદ કરવી. પોતાના પતિ પોતાના આ સંગીતના અભ્યાસમાં રસ લે છે, એ વિચારથી તે પત્નીને સંગીત શીખવાની કેટલી ઉલટ વધે ? પતિ હંમેશ ફરવા જાય, કોઈ દિવસ પત્નીને ફરવા જવાનું મન થાય તો, તેની સગવડ કરી આપવામાં તે પતિનું શું ઓછું થઈ જતું હશે ? પણ દરેક વ્યક્તિ પોતાનાજ સ્વાર્થનો વિચાર કરે છે. જ્યાં સ્વાર્થ હોય ત્યાં મૈત્રી કે પ્રેમ લાંબો વખત ટકી શકતાં નથી. પતિ તથા પત્ની બન્નેના મનમાં આ પ્રમાણે ભાવના હોવી જોઇએ.

I am here to give you happiness and will do everything I can that may prove conducive to your happiness and in addition I will do nothing that may in any way decrease your happiness.

"મારો તમારી સાથેનો સંબંધ તમને સુખ આપવા વાસ્તે છે. અને જે કાર્યો તમને સુખકારી થાય તેવાંજ કાર્યો હું કરીશ અને વળી તમારા સુખમાં ઘટાડો થાય તેવું કાંઈ પણ હું કરીશ નહિ." આવી ભાવના જો પતિ પત્નીના હૃદયમાં હોય તો જરૂર તે બન્ને આદર્શ દંપતીનો ઉત્તમ નમુનો પુરો પાડે છે. જ્યાં ખરો પ્રેમ હોય છે ત્યાં એક બીજાને વાસ્તે ભોગ આપતાં મનમાં જરા પણ દુઃખ થતું નથી. પણ ઉલટો આનંદ થાય છે. દરેક વ્યક્તિ સામી વ્યક્તિનું હિત જેથી થાય તે આદર્શ દ્રષ્ટિ સમીપ રાખી પોતાનું દરેક કાર્ય કરશે.

હવે આ સ્થળે એક અગત્યનો પ્રશ્ન આદર્શ લગ્ન વાસ્તે વિચારવાનો છે. લગ્ન એટલે જોડાવું–સંયોગ થવો–સહચાર થવો. આદર્શ લગ્ન વાસ્તે પતિ પત્નીના હૃદય અને મનનો સહચાર થવો જોઇએ તેમજ શરીરનો પણ સહચાર થવો જોઇએ અને આ સહચાર પણ બન્નેના સુખ માટે હોવો જોઇએ, પણ લગ્નની શારીરિક બાજુના સંબંધમાં એક અનુભવી લેખકના શબ્દો બહુજ વિચારવા જેવા છે. તે લખે છે કેઃ—

Nature has so created human life that the physical side of marriage must be in the keeping of woman. She is the natural queen of that kingdom and must have the privilege to decide what is to be done in that kingdom, where, when and how.

કુદરતે મનુષ્યની જીંદગી એવા પ્રકારની બનાવી છે કે લગ્નની શારીરિક બાજુ સ્ત્રીને આધીન હોવી જોઇએ. તે વિભાગની તે સ્વાભાવિક રાણી છે. અને તે દિશામાં શું, ક્યાં, ક્યારે અને કેમ વર્તવું, તે નિર્ણય કરવાનો અધિકાર સ્ત્રીના હાથમાં રહેવો જોઇએ.

લગ્નની શારીરિક બાજુ પુરૂષો મોટે ભાગે પોતાને જ આધીન રાખે છે, અને પુરૂષોના વિકારોની તૃપ્તિ અર્થે સ્ત્રીઓને કેવાં દુઃખો ભોગવવાં પડે છે, જગતમાં કેટલા રોગો ઉત્પન્ન થવા પામ્યા છે, કેટલાં અનર્થો થયાં છે, કેટલી કસુવાવડો થાય છે, કેટલા બાળમરણો થાય છે, અને જનસમાજની કેટલી અધોગતિ થાય છે, એનો જો આપણને યથાર્થ ખ્યાલ આવે તો, જરૂર આ બાબતનો નિર્ણય કરવાનું કામ પત્નીના હાથમાં સોંપવું જોઇએ, એમ મારૂં દૃઢ માનવું છે. જ્યાં આદર્શ પ્રેમ હોય છે, ત્યાં સ્થૂલ ક્રિયા ઘણો ઓછો અગત્યનો ભાગ ભજવે છે. હેતુ વગરની ક્રિયા એ જીવનશક્તિનો નિરર્થક વ્યય છે, એમ જો પતિ તથા પત્નીના સમજવામાં આવે તો આ આદર્શ લગ્નમાં આડખીલ રૂપ થતાં ઘણાં કારણો દૂર થઈ જાય અને બન્નેના શરીર ઘણા તંદુરસ્ત અને બળવાન રહે, અને તેમની સંતતિ પણ શરીરે ઘણી બળવાન નીવડે.

જો આ પ્રેમનો આધાર સુંદરતા ઉપર હોય, અને ખરી હૃદયની લાગણી પર ન હોય તો તે પ્રેમ ઝાઝો વખત ટકી શકે નહિ. કવિ વર્ડ્ઝવર્થ યથાર્થ રીતે લખે છે કે,—

His hope is treacherous only whose love
dies
With beauty which is varying every hour.
But in chaste hearts uninfluenced by the
power
Of outward change there blooms a death-
less flower,
That breathes on earth the air of paradise.

દરેક કલાકે બદલાતી બાહ્ય સુંદરતા સાથે જેનો પ્રેમ નાશ પામે છે, તે મનુષ્યની આશાઓ જરૂર નિષ્ફળ જવાની છે. પણ બહારના ફેરફારો છતાં જેને અસર થતી નથી, તેવા પવિત્ર હૃદયમાં પ્રેમનું અમર પુષ્પ ઉગે છે. અને તે પૃથ્વી પર ઉગવા છતાં સ્વર્ગની હવા લે છે.

શરીરોના ફેરફાર થાય, શરીરની સુંદરતા સમય જતાં નાશ પામે, પણ જેનો પ્રેમ હૃદયનો છે, તે તો એક સરખા પ્રેમથી સામી વ્યક્તિને ચાહે છે. અને આ સ્થળે એક ઉપયોગી બાબત જણાવવાની રજા લઉં છું કે પ્રેમાળ હૃદયના મનુષ્યો હમેશ જુવાન રહે છે. તેમનાં શરીરો વય વધતાં બેડોળ બને પણ તેમના મુખ પર અને ખાસ કરીને તેમની આંખોમાં પ્રેમનો ગુલાબી રંગ છવાએલો માલુમ પડે છે.

પ્રેમ જાતે સુંદર હોવાથી પ્રેમી મનુષ્યના હૃદયની કાન્તિ બદલાવા લાગે છે, અને તે સુંદર લાગવા માંડે છે. કોઇને નહિ તો તેને ચાહનાર વ્યક્તિને તો તેનું મુખ સુંદર ભાસ્યા વિના રહેતું નથી. કારણ કે તે પ્રેમની ચક્ષુથી જુએ છે, અને તેથી તેને તેનું પ્રેમપાત્ર જરૂર સુંદર લાગે છે અને લાગવુંજ જોઇએ.

સ્ત્રીઓની મહત્તા સમજવામાં નથી આવી, તેથી જ મોટે ભાગે આદર્શ લગ્નનો અભાવ નજરે પડે છે. **સનાતન ધર્મ દીપિકામાં હંસયોગી** અને **નારાયણ** ઋષિ વચ્ચેનો સંવાદ વર્ણવવામાં આવ્યો છે. **નારાયણ** ઋષિ કલિયુગને પવિત્ર ગણે છે, ત્યારે **હંસયોગી** તેનું કારણ પૂછે છે, તેનો જવાબ આપતાં નારાયણ ઋષિ જણાવે છે કે—

**कलौ युगे स्त्रियः सर्वविद्याविचक्षणाः ।**
**युवान्तरोद्वाहधर्ममाश्रयिष्यन्ति धर्मतः ॥**
**आयुषो हि मति पुंसां परीक्ष्य बहुधा स्वतः ।**
**तुल्यशीलवयोवृत्तं तुल्याभिजनलक्षणम् ॥**

**पतिं वृहृणन्ति विधिना हंसयोगिन् कलौ युगे ।**
**नात्रदोषस्त्वया दृष्टस्ततः साधुः कलिर्भवेत् ॥**

**કલિયુગમાં સ્ત્રીઓ સર્વ વિદ્યાઓમાં નિપુણ થશે. તેઓ વિવિધ રીતે પુરૂષનો જીવનક્રમ તપાસશે, અને પોતાને વાસ્તે વિધિ પ્રમાણે વય, દેવ, જન્મ અને ચારિત્રમાં પોતાને અનુરૂપ પતિ માટે ભાગે પસંદ કરશે. તેઓ બીજા યુગોમાં જે નિયમો ચાલતા હતા, તેનું ફક્ત અનુકરણ કરશે. હે હંસયોગી! તારે આમાં દોષ જોવો નહિ, તે માટેજ કલિયુગ પવિત્ર છે.**

સ્ત્રીઓ તો પતિમાં દેવબુદ્ધિ રાખતી આવી છે. પણ જ્યારે પુરૂષો પોતાની પત્નીમાં દેવીની ભાવના રાખતા થશે, અને ભવિષ્યના બાળકની માતાને સન્માન આપતા થશે, ત્યારે ગૃહસ્થાશ્રમમાં કાંઈ અપૂર્વ નવીનતા આવશે. ગૃહસ્થાશ્રમ એ કાંટાની પથારી નહિ પણ ગુલાબનુ બિછાનું થશે.

રા. હરજીવનદાસ લખે છે કેઃ—

લગ્ન એ પવિત્ર દીક્ષા છે. અને ભાવી પ્રજા માટે, ભાવી દેશ માટે અને આખા જગત માટે પોતાના યુગ્મ જીવનનો હોમ કરવા માટે છે. માતા પિતા થવું એ મોજ માણવા માટે નથી, પણ તે તો વિશ્વનું ઋણ ચુકવવા માટે અને બ્રહ્માંડ માટે યજ્ઞ કરવા સારૂ છે.

શ્રીયુત. સી. જીનરાજદાસ લખે છે કેઃ—

દંપતીના સંબંધનો વિચાર કરતાં, તેઓ જીવનના તમામ હક અને તેની જવાબદારીઓમાં સમાન કક્ષામાં છે. તેમના યુગ જેવા લાંબા જીવનમાં તેઓ આ પ્રથમ જ વાર મળતાં નથી. તેઓ અગાઉ ઘણીવાર મળેલાં હોય છે. તેઓ બીજા પણ કેટલાક જીવો સાથે કર્મથી જોડાયેલા છે, અને તે જીવો તેમને ત્યાં બાળક તરીકે આવે છે. અરસપરસ અને ઘરના અન્ય સભ્યો વચ્ચેના આવા કર્મોથી જ બે જીવાત્માઓ પતિ પત્ની તરીકે સંલગ્ન થાય છે.

ઘણીવાર તો આ કર્મને અંગે પ્રેમ અને દયા વિકસે છે; ત્યારે આપણે તેને એક આદર્શ લગ્ન કહીએ છીએ...અન્યના આત્માની અને પોતાના આત્માની શોધ માટે આ સંબંધ જેવી મહાન તકો અન્ય કોઈ સંબંધ પુરા પાડી શકતો નથી. કર્મે આપેલી આ તકોનો ઉપયોગ કરવાથી સ્ત્રી યા પુરૂષની આધ્યાત્મિકતા વધે છે, તેઓ પ્રભુતાની તથા મનુષ્ય જાતિના મહાન્ આત્માની શોધની સમીપ આવતા જાય છે. જો બે આત્માઓ આ પ્રમાણે આદર્શ લગ્નથી જોડાય, તે બન્નેને ધન્ય છે.

લી. તારૂં હિત ઇચ્છક
તારી સ્નેહાધીન સખા.
"**હીરાના**" પ્રણામ.



# પત્ર ૧૮ મો.

## રોવા કુટવાના ચાલ વિષે એક સંવાદ.

ચંપા—કેમ જાસુદ બ્હેન આમ પડયા છો ?

જાસુદ—હું છેલ્લા એક માસથી બીમાર છું અને હવે તો મારા દિવસ ગણત્રી છે.

ચંપા—એ શું બોલ્યા બ્હેન ! પ્રભુ સૌ સારૂં કરશે. આમ છેક શું નિરાશ થઈ જાઓ છો ? દવા કરો. કાલ સવારે સારૂં થશે.

જાસુદ—એ આશાની વાત જવા દો. ડોકટરોએ સર્વ હાથ ખંખેર્યા છે. હૃદયમાં સખ્ત રોગ થઇ ગયો છે. હવે તો જેટલા દિવસ આ દુનિયામા જીવવાનું લખ્યું હશે. તેટલા દિવસ પુરા કરીએ છીએ; બાકી આશા જેવું કાંઇ છે જ નહિ.

ચંપા—જાસુદ બ્હેન ! આ તમારા શબ્દો સાંભળી મને ઘણું લાગી આવે છે; ચાર માસ ઉપર હું જ્યારે મુંબાઈ જતી હતી, અને તમને મળવા આવી, ત્યારે તો તમે સાજાં સારાં હતાં. અને એકાએક આવી સ્થિતિ કેમ થઈ ગઈ?

જાસુદ—બ્હેન ! શું કહું ? તમે ગયા પછી એક માસે મારી ચૌદ વર્ષની પુત્રી સુવારોગથી માંદી પડી. તેના સાસરીઆએ પીએર ધકેલી મૂકી. સર્વ કોઇ સ્વાર્થના સગાં છે. સાસુએ માંદી વહુને પીએર કાઢી મૂકી, પણ મારાથી કાંઇ તેમ થાય ! માની તો ફરજ છે કે તેણે પોતાના ફરજનોનું પાલન કરવું. મારાં વીતક શું કહું ? મણિનું દુઃખ દિન પ્રતિદિન વધતું ગયું. તેનું શરીર ગળતું ગયું. ઘણા ઉપચારો કર્યા, પણ વળતું પાણી ન થયું તે નજ થયું. છેવટના પંદર દિવસ તો રાત દિવસ પાતળા ઝાડા થવા લાગ્યા. બ્હેન ! દિવસે તો કોઈ મદદગાર મળે, પણ રાત્રે તો

મારે ઉજાગરા કરવા પડતા. ઘડી ઘડી મારે ઉઠવું પડે, આ રીતે પંદર દિવસના ઉજાગરા થયા. પરિણામ એ આવ્યું કે મારા શરીરમાં પણ ઝીણો તાવ પેદા થયો. પણ તે ન ગણકારતાં છેવટ સુધી મારા પુત્રીવત્સલ હૃદયે તેની બરદાસ કરી. પણ પ્રભુને ગમ્યું તે ખરૂં, બિચારી મણી ચૌદ વર્ષની નાની વયમાં મરણને શરણ થઇ!

ચંપા—હવે તે વાત સંભારીને શા સારૂ દુઃખી થાઓ છો! બાર વર્ષની નાની વયે છોકરીઓને પરણાવીએ, તે તેર ચૌદ વર્ષની વયે ગર્ભ ધારણ કરી માતા બને, એવી સ્થિતિ શું કુદરત ઉરવી શકે? કુદરત વિરૂદ્ધ કરેલા પાપની સજા કુદરત લીધા વિના છોડતી નથી. કદાચ નાની વયમાં માતા થનાર સ્ત્રી જીવતી રહે, તોપણ તે હંમેશને માટે નિર્બળ અને સત્ત્વવિનાની બની જાય છે, એ કોણ નથી જાણતું? બ્હેન! હું તેમાં તમારો દોષ કાઢતી નથી. પણ આપણે બધા રૂઢીના ગુલામ છીએ, નાની વયમાં મારાં તથા તમારાં લગ્ન થએલાં તેથી આપણી શારીરિક સ્થિતિ કેવી થઈ છે, તે તમે કે હું ક્યાં નથી જાણતાં? છતાં તે જ રાક્ષસી રૂઢીને વશ થઈ તમે તમારી બાર વર્ષની સુકોમળ બાળકીને લગ્નના જોતરામાં નાખી! તે ચૌદમે વર્ષે સગર્ભા બની. તેણે મુવેલી પુત્રીને જન્મ આપ્યો; તેને સુવારોગ લાગુ પડવાથી અકાળે કાળના મુખમાં પડી!

જાસુદ—ચંપાબ્હેન! તમે મારાં વીતક પુરાં સાંભળી લ્યો. હું હવે પાંચ સાત દિન આ પૃથ્વીની મ્હેમાન છું. આપણા હિંદુ લોકની રૂઢીના પાપે મારી પુત્રીનો જીવ લીધો અને મારા મરણનું કારણ પણ તે અત્યંત દુષ્ટ રૂઢી છે. મારી પુત્રી મણિ મરણ પામી. માતા તરીકે મને શોક થાય એ સ્વાભાવિક છે, તેથી મને રડવું તો આવતું, પણ આ છાતી કુટવાના કુચાલે મારૂં સત્યાનાશ વાળી નાંખ્યું. જ્યારથી મણિનું મરણ થયું, ત્યારથી કુટવાની ક્રિયા શરૂ થઇ. હું તો મા ઠરી, મારે તો મોખરે ઉભી રહી મારો પાઠ ભજવવો પડયો. કુટનારીઓ તો નવી નવી આવે, પણ તેનો જવાબ વાળનારી તો હું એકલીજ હતી. નાત જાતની બાઇઓ તો કુટવા આવે, પણ અમારે રહ્યું બ્હોળું સગું,

એટલે જુદા જુદા ગામથી પુરૂષો તથા સ્ત્રીઓનાં ટોળાં મારે ત્યાં આવવા લાગ્યાં. ખરેખર લોકનો આચાર બતાવવા જ તેઓ આવતા હતા. તેમને મારે માટે કાંઈ આશ્વાસનના શબ્દો ન હતા, તેમજ મારી મરણ પામેલી પુત્રીને વાસ્તે તેમને દીલસોજી નહતી. ફક્ત રૂઢીના બંધનથી બંધાયેલા તેઓ આવતા હતા. પણ તે કુટનારાઓની સામે મારે છાજીઆં લેવાં પડતાં હતાં. આમ કુટી કુટીને મારી છાતી લાલચોળ થઈ ગઈ. છાતીમાંથી લોહી નીકળવા માંડયું. મને લોહીના બળખા પડવા લાગ્યા. અને છેવટે મને હૃદયરોગ લાગુ પડયો; અને તે રોગથી હમણાં હું રીબાઉં છું. બ્હેન ! શું કહું મારી ઇચ્છા વિરૂદ્ધ મારે સખ્ત કુટવું પડતું. જો નહિ કુટું તો લોકો મારી નિંદા કરશે,–મારી બદબોઇ કરશે, એ લોક લજ્જાના ભયથી મેં મારી ઇચ્છાવિરૂદ્ધ મારી શક્તિ ઓળંગીને કૂટયું. તેનું આ કેવું દુઃખદ પરિણામ આવ્યું છે, તેનો કોણ વિચાર કરે છે ? બ્હેન ! કોઇ કોઇ બૈરીઓ તો કુટતે કુટતે કહેશે કે કેમ કૂટતા નથી ? માણુસ મરી ગયું છે કે લાકડું ભાગ્યું છે ? આવી દુઃખદ સ્થિતિ આપણી થઇ છે. બ્હેન ! હું તો હવે આ હૃદય રોગથી બે ચાર દિવસમાં મરણ પામીશ. પણ મારી પાસે પુષ્કળ પૈસો છે. તેનું મેં વીલ બનાવ્યું છે. તેમાં મે એજ બાબત જણાવી છે કે મારી પુત્રી આપણી ખોટી રૂઢીના પ્રભાવે બાળવયમાં લગ્ન કરી નાની વયમાં માતા થઇ મરણ પામી, અને હું પણ રોવા કુટવાના ભયંકર ચાલને લીધે મરણને શરણ થાઉં છું. પણ મારા ધનમાંથી પૈસા ખર્ચી આપણા દેશના દરેકે દરેક વર્તમાનપત્રમાં, સાપ્તાહિકમાં, પાક્ષિકમાં, માસિકમાં, દ્વિમાસિકમાં, ત્રિમાસિકમાં, નીચેનો ફકરો છપાવજો, અને તેનો બ્હોળે હાથે ફેલાવો થાય તેવી રીતે છૂટો છપાવીને પણ વ્હેંચાવજો. એજ મારા પૈસાનો સદ્વ્યય છે. એજ મારી અંતિમ ઇચ્છા છે. મારૂં તો જે થવાનું હતું તે થયું, પણ મારી બ્હેનો જો કોઈ પણ અંશે આ છાતી કૂટવાની બળામાંથી મુક્ત થાય તો તેઓ તમને અત્યંત આશીર્વાદ આપશે, હવે તે છપાવવા યોગ્ય ફકરો નીચે પ્રમાણે છે. "સ્વજ-

નના મરણથી કોઇને પણ શોક થાય એ સ્વાભાવિક છે, અને તે શોક રડવાથી પ્રકટ થાય છે, પણ તે નિમિત્તે છાતી કુટવાનો જે રિવાજ આપણામાં ઘુસી ગયો છે, તે અન્યાયી છે, ઘાતકી છે, સ્ત્રીઓની તંદુરસ્તીનો નાશ કરનારો છે. તે કેવળ લોકાચાર છે. લોકોનો બાહ્ય આચાર છે, ઢોંગ છે. હૃદયની ખરી લાગણી પ્રદર્શિત કરવાનું એ સાધન નથી. સ્ત્રીઓને તેમની ઇચ્છા વિરૂદ્ધ અને શક્તિ ઉપરાંત કુટવું પડે છે. આથી મરણ પામેલા કે જીવતા કોઇને પણ લાભ નથી. જાગ્યા ત્યાંથી સવાર ગણી આ છાતી કુટવાની ગેરવાજબી રૂઢીને તિલાંજલિ આપો, અને તમારી માતાઓ, પુત્રીઓ તથા બ્હેનોના આશીર્વાદ મેળવો. આ ખોટી રૂઢીના ત્રાસથી કેટલીક બ્હેનોને ક્ષય રોગ લાગુ પડે છે, અને કેટલીકને હૃદય રોગ થાય છે. માટે બંધુઓ તથા બ્હેનો! આજથી તે દુષ્ટ રિવાજને દેશવટો દ્યો. પ્રભુ સર્વને આ કામમાં સન્મતિ આપે."

લે. સમાજ હિતચિંતક.
**બ્હેન ચંચળ.**



# પત્ર ૧૯ મો.

## એક વિધવા બ્હેનને.

ગુણાનુરાગી પ્રિય સખી મુક્તા !

છે વૈધવ્યે વધુ વિમળતા, બ્હેન ! શૃંગારથી કૈં;
છે ભક્તિમાં વધુ વિમળતા, બ્હેન ! સૌભાગ્યથી કૈં—કલાપિ.

તારો પત્ર મળ્યો. વાંચી મને અનેક વિચારો ઉદ્‌ભવ્યા. તારી યુવાવસ્થામાં પ્રાપ્ત થએલ સર્વને દુઃખજનક વૈધવ્ય દશામાં પણ તું જે નિર્મળ–પવિત્ર જીવન ગાળી રહી છું, તે જાણી એક તારી સાચી બ્હેન તરીકે મારા હૃદયમાં અત્યંત આનંદ સ્વાભાવિક રીતે સ્ફુરી નીકળે છે.

તે છતાં તારા પત્રનો પાછળનો ભાગ વાંચતાં મને દુઃખ અને દયાની લાગણી એક સાથે થઈ આવી. દુઃખ એટલા માટે કે તારા પવિત્ર જીવન પર લોકોએ નિષ્કારણ આક્ષેપ મૂકી તને દુઃખી કરી; પણ જ્યારે તે લોકોનો વિચાર કરૂં છું, ત્યારે મનમાં દયા ઉપજે છે, કે તેઓ તારા ઉપર ખોટો આક્ષેપ મૂકી તને કેટલું દુઃખ કરે છે ? તારી મહત્ત્વાકાંક્ષાને કેટલી તોડી પાડે છે? તેની તે બિચારાઓને ખબર નથી. તેઓ તો પરદોષ દૃષ્ટિવાળા જ છે, અને જરા પણ કારણ મળ્યું તો બીજાનો દોષ જગમાં જાહેર કરવા તૈયારજ હોય છે. જો તારૂં જીવન શુદ્ધજ છે તો પછી જગતના ખોટા આક્ષેપોથી ડરવાનું શું ? જો તારો અંતરાત્મા તારાં કાર્યોથી પ્રસન્ન છે, તો તારે તેમના ભ્રમાત્મક વિચારોથી ગભરાવાનું કે દુઃખી થવાનું કારણ શું ? **સાગર** પોતાના એક કાવ્યમાં લખે છે કે,—

છો બ્રહ્માંડ સઉ તજે, ન પરવા રાખી ન વા રાખવી;
પોતાના ઉર દંસનીજ, પરવા પુરેપુરી રાખવી.

બ્હેન ! આખું જગત આપણો ત્યાગ કરે, દુનિયામાં ડાહ્યા ગણાતા પુરૂષો આપણી નિંદા કરે, અને આપણા મિત્રો પણ સર્વની સાથે આપણી અવગણના કરે, પણ જ્યાં સુધી આપણું વર્તન શુદ્ધ છે, આપણો દરેક કાર્ય કરવાનો હેતુ નિર્મળ છે, આપણો અંતરાત્મા આપણા કાર્યોથી પ્રસન્ન છે, ત્યાં સુધી સદા સર્વદા આનંદમાં રહેવું અને લોકોના ખોટા અભિપ્રાયની આપણને બીલકુલજ અસર થઇ નથી, એવી રીતે રહેવું, બોલવું અને ચાલવું.

પ્રિય આત્મ ભગિની ! તારો વિચાર કરતાં મારા મનમાં એક બીજો ભાવ એ સ્ફુરે છે કે તું તને મળેલા સુખનાં સાધનોનો વિચાર કરી તેનો સદ્ઉપયોગ કરવાને બદલે કેવળ તારા દુઃખનુંજ ચિંતન કરી તારા દુઃખમાં ઓર ઉમેરો કરે છે. બ્હેન ! તારૂં દુઃખ અસહ્ય છે, એ હું જાણું છું, કારણ કે તારા જેવી અનેક મારી સખીઓના સમાગમમાં હું આવી છું. તેથી જો કે જાતે તે દુઃખ અનુભવ્યું નથી, છતાં તેનો ખ્યાલ તો મારી કલ્પના શક્તિ વડે સારી રીતે બાંધી શકું છું, પણ તે છતાં એટલું તો કહેવાની રજા લઉં છું કે આ જગતમાં કોઇ પણ દુઃખ કે સુખ સ્થાયી નથી. પ્રિય બ્હેન ! આપણો આત્મા અનાદિ કાળનો છે અને તેનો કોઈ દિવસ નાશ નથી, તે અમર છે. અનંત કાળની જીંદગીમાં આ જીંદગી એક દિવસ માત્ર છે, તો પછી એક દિવસ અનુકૂળ સંયોગો આવ્યા કે પ્રતિકૂળ સંયોગો આવ્યા તો શું થયું ? સુખ જેટલું આપણા વિકાસને મદદગાર છે, તેટલું શું દુઃખ નથી ? મને તો એમ લાગે છે કે સુખ કરતાં પણ દુઃખમાં–બહારના પ્રતિકૂળ પ્રસંગોમાં–વિશેષ શીખવાનું મળે છે. દુઃખમાં આપણા આત્માની અનેક છુપી રહેલી શક્તિઓ પ્રકટી નીકળે છે. જો મનુષ્યને કેવળ દુઃખ જ હોય તો તે માટીના ઢેપાની માફક કચરાઇ જાય, તેના ચુરેચુરા થઇ જાય, અને તે બીલકુલ આગળ વધી શકે નહિ. પણ કુદરત એટલી ઘાતકી નથી. આ વિશ્વની વ્યવસ્થા અનંત જ્ઞાનમય અને અનંત દયામય શક્તિના હાથમાં છે; માટે સર્વ બનાવો આપણા કલ્યાણ માટે

જ બને છે, આપણે આપણી અજ્ઞાન દશામાં—આપણી અર્ધદગ્ધ દશામાં તે દુઃખમાંથી મળનારૂં ફળ કદી ના પણ સમજી શકીએ, છતાં આપણે જો આપણા ભૂતકાળના દુઃખદ પ્રસંગોનો વિચાર કરીશું તો આપણને જણાયા વગર રહેશે નહિ કે દરેક દુઃખદ પ્રસંગથી આપણને કાંઈ ને કાંઇ બોધ મળ્યો છે; તો આ દુઃખદ પ્રસંગ પણ આપણા કલ્યાણ માટે જ છે એમ કયાં ન કલ્પી શકાય ? દુઃખો એ પ્રભુના કૃપા આશીર્વાદો છે. કુન્તા માતાએ શ્રી કૃષ્ણ પાસે માગી લીધું હતું કે, “ હે પ્રભો ! અમારા પર શાશ્વત દુઃખ નાખ્યા કરો કે જેથી તમારા દર્શન વારંવાર થાય;” અર્થાત્ સુખ કરતાં દુઃખ વખતે પ્રભુનું સ્મરણ—આત્મ કલ્યાણનું ચિંતન વિશેષ થાય છે.

હે પ્રિય ભગિની ! મેં આગળ જણાવ્યું કે મનુષ્ય કેવળ દુઃખનો જ વિચાર કરી વિશેષ દુઃખી થાય છે. પણ જો સુખનો વિચાર કરે તો તેની પાસે સુખનાં અનેક સાધનો પડયાં છે, તેનો તેને ખ્યાલ આવ્યા વિના રહે નહિ. બ્હેન ! સામાન્ય સુખનાં સાધનોનો અત્યારે વિચાર નહિ કરતાં તને ક્યાં સુખનાં સાધનો છે, તેનો તું જ ખ્યાલ કર, અને તેના પર વિચાર કરે તો આપણી બીજી બ્હેનો કરતાં તારી સ્થિતિ કેટલી સારી છે, તેનો તરત કરે તો જ તને વિચાર આવશે.

બ્હેન તારૂં શરીર એકંદર નિરોગી લાગે છે. તને જ્ઞાન પ્રત્યે રુચિ છે. તું બીજી વિધવા બ્હેનોની માફક આજીવિકા માટે દુઃખી નથી, અથવા તારે બીજા પર આધાર રાખવો પડતો નથી. તને હવે જ્ઞાન પ્રાપ્ત કરવાનો વિશેષ સમય મળ્યો, એમ ધારી આનંદમાં રહેતાં શીખ. તને લોકસેવા દ્વારા આત્મ કલ્યાણ કરવાનો માર્ગ જડયો, તે શું ઓછું સુખનું સાધન છે ! એક વિદ્વાને લખ્યું છે કેઃ—

“ સેવા ! સેવા ! અવનિ તલમાં ધર્મ બીજો ન જાણું,
“ સેવા સેવા રટણ કરીને કાર્યમાં તેજ આણું. ”

માટે જો તને સેવા કરવાનો પ્રસંગ મળ્યો હોય તો પ્રભુની કૃપા માનજે. તું વિશેષ અભ્યાસ કરી શકે એવું તારૂં વય છે. આપણા લોકમાં

એક વિચાર એ પેસી ગયો છે કે વિધવા બે વર્ષ વધારે જીવી કે ઓછી જીવી એ બધું સમાન છે, આ મોટી ભૂલ છે, શું જગતમાં પુરૂષોને જ જ્ઞાન પ્રાપ્ત કરી આગળ વધવાનું છે? શું સ્ત્રીઓ તે રોવા કુટવાને અને દુઃખમય જીવન ગાળી ઝુરી ઝુરીને મરવા માટે સરજાયેલી છે? બ્હેન! રૂઢીનું બંધન જબરૂં છે, અને તેની ધુંસરી નીચે મોટા મોટા કહેવાતા પુરૂષો પણ દબાઈ જાય છે; પણ તેથી તું ગભરાતી ના. સમય ફરવા લાગ્યો છે. જેટલા અત્યાર સુધી રીબાયા છે, કચરાયા છે, પગ તળે દબાયા છે, તે સર્વેનો—સ્ત્રીઓનો, અત્યંજ વર્ગનો મજુરોનો, બાળકોનો—ઉદ્ધાર થવાનો પ્રસંગ કુદરતે લાવી મૂક્યો છે. માટે થોડો સમય ધીર જ ધરી તારા અંતરાત્માને પ્રબળ બનાવ. બ્હેન! કવિ કલાપિની આ લીંટીઓ સ્મરણમાં રાખજે કેઃ—

જખમથી જે ડરી રહેતા, વગર જખમે જખમ સ્હેતા,
અમે તો ખાઇને જખમો, ખુબી ત્યાં માનનારાઓ.

માટે હિમ્મતથી, સત્યનિષ્ઠાથી, પ્રભુને હૃદયમાં રાખી તેં ઉપાડેલું લોકસેવાનું કામ આગળ ચલાવ, અને જરૂર કુદરત તારી વ્હારે ધાશે. તારી ગયેલી કીર્ત્તિ તને પ્રાપ્ત થશે, અને તારૂં જીવન અનેકને શુભ માર્ગ-દ્યોતક થશે, એવી શુભ ભાવના સાથે હાલ તો વિરમું છું.

લી. તારી સમસુખદુઃખી
"દયા" બ્હેનની
સપ્રેમ શુભાશિસ.



# પત્ર ૨૦ મો.

## સ્ત્રીઓનું સદ્વર્તન.

**સત્યજીજ્ઞાસુ સુશીલ સુનંદા બ્હેન !**

તારો પત્ર મળ્યો. તું યુવાવસ્થામાં પ્રવેશ કરવાની તૈયારીમાં છે. થોડા સમયમાં લગ્ન કરી તું પતિગૃહે જઇશ. આ સમય એવો છે કે જે સમયે દરેક જીવમાં ઉચ્ચ ભાવનાઓ, ઉમદા અભિલાષાઓ અને મહત્ત્વાકાંક્ષા જન્મે છે, તેમ તને પણ અત્યારે અનેક વિચારો સ્ફુરે છે. જેના પરિણામે સ્ત્રીઓનું સદ્વર્તન શેમાં સમાય છે, તે તું મારી પાસેથી જાણવા માગે છે. આ તારી જીજ્ઞાસુવૃત્તિ ખરેખર અભિનંદનને પાત્ર છે. મારો પ્રત્યુત્તર તને જરા લાંબો લાગશે. પણ તે તારા હિતનો છે. માટે ઉતાવળ કર્યા વિના શાંત ચિત્તે તે વાંચજે, અને તેમાંની દરેક સૂચનાને તારા જીવનમાં ઉતારવા પ્રયત્નશીલ બનજે.

પ્રિય બ્હેન !

પ્રથમ સદ્વર્તન શું તે તારે જાણવું જોઇએ. સત્ એટલે સારો, અને વર્તન એટલે આચાર. ટુંકમાં સારો આચાર તે સદ્વર્તન. કયા કયા ગુણોનો સદ્વર્તનમાં સમાવેશ થાય છે, તેનો વિચાર કરીએ, તે પૂર્વે સદ્વર્તન કોને કહેવું, તેનો પુરે પુરો ખ્યાલ આવવાની જરૂર છે. જે આચારવિચારની લોકો પ્રશંસા કરે, જે જનસમાજમાં નિંદાપાત્ર ન હોય. જે પરને તેમજ પોતાને ઉભયને હિતકારક હોય, તેવા આચારને સદ્વર્તન કહેવામાં આવે છે. ધન કરતાં પણ સદ્વર્તન ઉચ્ચ પ્રકારનું છે. કેવળ ધન કરતાં નહિ પણ વિદ્યા કરતાં પણ સદ્વર્તન ઘણું ઉત્તમ છે; કારણ કે મનુષ્ય વિદ્વાન્ હોય, છતાં તેમાં કોઇ પણ પ્રકારનું કુલક્ષણ હોય, તો તેવો મનુષ્ય વિદ્યાના પવિત્ર

નામને કલંકિત કરે છે, અને પોતાના ભણતરને એબ લગાડે છે. નીતિ વગરની વિદ્યા કદાપિ શોભતી નથી. હંમેશા ગુણજ પૂજવા લાયક છે. પુરૂષ કે સ્ત્રી, વૃદ્ધ કે બાળક ગમે તે હોય, પણ તેના ગુણજ પૂજ્ય છે. સુશીલ સ્ત્રીઓ સસરાના તેમજ પિયરના બન્ને પક્ષને પોતાના શુભ ગુણોથી ઉજ્જવલ બનાવે છે; પણ જો સ્ત્રી વર્ગમાં એકાદ પણ અવગુણ હોય તો તે અવગુણને લીધે બન્ને પક્ષને કલંક લાગે છે, માટે સારો આચાર એજ સ્ત્રીઓનો પરમ શણગાર છે. એજ ઉત્તમ આભૂષણ છે.

સ્ત્રીઓએ જે સદ્ગુણો ખીલવવાની જરૂર છે, જે સદ્ગુણો દ્વારા સ્ત્રીઓ ગૃહસંસાર સારી રીતે ચલાવી ઉભય કુળને પ્રકાશિત કરી, સુશીલ ભાર્યાના નામને યોગ્ય થાય તેવા કયા સદ્ગુણો છે, તેનો આપણે હવે વિચાર કરીશું.

પ્રિય બ્હેન ! શીયળ–શીલ–એ સ્ત્રીઓનું પરમ ભૂષણ છે. જેમ નાક વગરનું મુખ અપ્રિય લાગે છે, તેમ શીળ વગરની સ્ત્રી સર્વત્ર અપ્રિય થઇ પડે છે. તે જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં નિંદાપાત્ર બને છે, અને તેવી સ્ત્રી જો ભણેલી હોય તો પોતાના ભણતર પર ધૂળ ફેરવે છે.

આ તો એક સાધારણ નિયમ છે કે દરેક કાર્ય કરતાં પહેલાં તે સંબંધી વિચાર ઉત્પન્ન થાય છે. જ્યારે તે વિચાર પ્રબળ થાય છે, ત્યારે મનુષ્ય તેને દાબી શકતો નથી અને તે પ્રમાણે વર્તવાને દોરાય છે. માટે શીયળને શુદ્ધ સાચવવાને સ્ત્રીઓએ પતિ સિવાયના અન્ય મનુષ્યની સ્વપ્ને પણ અભિલાષા રાખવી નહિ. પોતાને મળેલો પતિ દેવ સમાન ગણવો. શુદ્ધ વિચારો શુદ્ધ આચારોને ઉત્પન્ન કરે છે. માટે નિરંતર મનમાં સારા વિચારો જ રાખવા અને ખરાબ વિચારોને મનમાં જરા પણ સ્થાન આપવું નહિ. શીળ સાચવવાને ખરાબ સ્ત્રીઓની સોબત કરવી નહિ; કારણ કે દુર્ગુણ તે ચેપી રોગના જેવો છે, અને તેનો ચેપ બીજાને લાગતાં વાર લાગતી નથી. માટે દુષ્ટ સ્ત્રીઓની સોબતનો સર્વથા ત્યાગ કરવો એ ઉચિત છે. વળી જેમાં નીતિનાં બોધદાયક દૃષ્ટાંતો લખેલાં

હોય તેવાં ઉત્તમ પ્રકારનાં પુસ્તકો વાંચવાનો પ્રસંગ રાખવો. આથી નવરાશની વેળામાં મન બીજે ભટકતું અટકશે, અને નીતિની છાપ મગજ પર પડી શુદ્ધાચારનું કારણ થશે. પોતાનું શીળ સાચવવાને સતીઓએ કેવાં કેવાં સંકટો અનુભવ્યાં હતાં, મરણ પર્યંતનાં દુઃખ સહ્યાં હતાં, તેમ જ અણીના પ્રસંગે કેવી રીતે અણધારી મદદ મળી હતી, અને તેમનાં નામ કેવી રીતે ઇતિહાસોનાં પાનામાં સુવર્ણ અક્ષરે કોતરવા લાયક બન્યાં એ સર્વનો વિચાર કરીએ છીએ, ત્યારે શીળનું માહાત્મ્ય કેટલું બધું છે, તેનો આપણને કાંઇક ખ્યાલ આવી શકે છે. શીલના પ્રભાવથી જ સીતાનું કલંક દૂર થયું હતું, ચારણીવડે કુવામાંથી સુભદ્રા સતીએ જળ કાઢ્યું હતું, અને દ્રૌપદીને કૌરવોની સભામાં ૧૦૮ ચિર મળ્યાં હતાં! શીળનો પ્રભાવ કેટલો છે, તેનો પુરેપુરો ખ્યાલ લાવવાને સતી સ્ત્રીઓનાં ચરિત્રો વાંચવાની જરૂર છે, પણ તેનો કાંઇક ખ્યાલ ભર્તૃહરિએ પોતાની નીતિશતકમાં આપ્યો છે. તે લખે છે કેઃ—

**वह्निस्तस्य जलायते जलनिधिः कूल्यायते तत्क्षणा—।**
**न्मेरुः स्वल्पशीलायते मृगपतिः सद्यः कुरंगायते ॥**
**व्यालो माल्यगुणायते विषरसः पीयूषवर्षायते ।**
**यस्यांगेऽखिललोकवल्लभतमं शीलं समुन्मीलति ॥**

જેના શરીરમાં અખિલ દુનિયાને પ્રિય એવું શીળ વ્યાપી રહેલું છે, તેની આગળ અગ્નિ જળ સમાન થઇ જાય છે, સમુદ્ર ખાબોચીયા જેવો થાય છે, મેરૂપર્વત એક નાના પત્થરા સમાન થાય છે, સિંહ તરત જ હરણ રૂપ થાય છે, સર્પ પુષ્પની માળા જેવો બને છે, અને ઝેર અમૃત બને છે.

પ્રિય બ્હેન! સ્ત્રીઓના સદાચારમાં બીજો ઉત્તમ ગુણ મારા મત પ્રમાણે પતિ સેવા છે. પતિસેવા એ સ્ત્રીનો મોટામાં મોટો ધર્મ છે. તે ધર્મમાં જે સ્ત્રીઓ ચૂકે છે, તેઓ આ લોકમાં અપયશને પાત્ર થાય છે. પતિ એ દેવ સમાન છે, તો તેની સેવા કરવી એટલે જે રીતે તેમનું

મન હર્ષ—આનંદમાં રહે તેવાં કાર્ય કરવાં, તેવી રીતે બોલવું, ચાલવું તે જ પતિ સેવા ધર્મ છે. ઘણી સ્ત્રીઓ યથાર્થ રીતે તે ધર્મ પાળતી નથી. તેઓ ઘરેણાં ગાંઠા વાસ્તે લુગડાં લત્તાં નિમિત્તે પતિને સંતાપે છે. પતિની શક્તિ ઉપરાંતનું તે કાર્ય હોય, તોપણ બીજા કોઈ પડોશી અથવા સગાં-માંના પૈસાદાર સ્ત્રીનાં ઘરેણાં જોઈ તેવાં પોતાને કરાવી આપવાને કહેછે, અને જો પતિ ના પાડે તો હરેક રીતે તેને દુઃખ દે છે; અને આ પ્રમાણે પતિના મનને આનંદમાં રાખવાને બદલે શોકમય બનાવે છે. પણ સુભાગ્યે વિદ્યાનો ફેલાવો થતો જાય છે. તમારા જેવી બ્હેનો કેળવણી લેતી થઇ છે, અને તેથી આશા રખાય છે કે ભણેલી બ્હેનો અભણ સ્ત્રીઓની માફક પતિને પજવશે નહિ, પણ જેથી પતિ સુખી રહે તેવી રીતે વર્તશે, અને કરકસરથી વર્તી સ્ત્રી પતિની આવકના પ્રમાણમાં ગૃહસંસારને સારી રીતે નીભાવશે.

પ્રિય સખી ! સ્ત્રીઓમાં એક સામાન્ય અવગુણ મોટે ભાગે જોવામાં આવે છે; અને તે જુઠું બોલવાની ટેવ છે. મીઠું મરચું ભભરાવી વાત ક્હેવી એ તો એક સામાન્ય ટેવ રૂપ ઘણી સ્ત્રીઓને થઈ ગયેલું છે, પણ તે ટેવ ઘણી જ હાનિકારક છે; કારણ કે જુઠું બોલવાથી ધારો કે તે સમયે થોડો ઘણો લાભ થાય, પણ છેવટે જ્યારે જૂઠ પકડાય છે, ત્યારે તે અસત્ય બોલનાર પરથી વિશ્વાસ ઉઠી જાય છે, અને પછીથી તેની ખરી વાત પણ કોઇ માનતું નથી. આ દુર્ગુણ સ્ત્રીઓમાં વિશેષ ભાગે હોવાનું એક પ્રબળ કારણ એ છે કે તેમને બપોરનો સમય નવરાશનો મળે છે, તે સમય તેઓ વાતો કરવામાં, અથવા પારકાની નિંદા કરવામાં ગાળે છે; અને જ્યારે કોઇ નિંદા કરવા બેસે છે, ત્યારે પોતે કેટલી હદે જાય છે, અથવા ખરૂં કેટલું અને ખોટું કેટલું તેનું ભાન ભૂલી જાય છે. વળી તેજ પ્રમાણે પોતાની બ્હેનપણીઓને આનંદ આપવાને તેમ જ તેમની વચ્ચે પોતાની ચતુરાઈ બનાવવાને પોતે કોઇ પણ વાતમાં અર્ધી સાચી વાત સાથે ઘણો ભાગ જુઠનો ભેળવે છે, અને આ પ્રમાણે અસત્ય બોલ-વાની ટેવ પડે છે. માટે તે ટેવનો ત્યાગ કરવાને પારકાની નિંદા કરવાની

ટેવ મૂકી દેવી જોઇએ અને જે ખરી વાત હોય તે જ કહેવી. બ્હેન! તમે તો સુવિધાનો લાભ મેળવ્યો છે, તો હું આશા રાખી શકું કે તમે તમારો સમય પરનિંદા કરવામાં અને તે સાથે અસત્ય બોલવામાં નહિ ગાળતાં સારાં બોધવાળાં પુસ્તકો વાંચવામાં પસાર કરશો કે જેથી તમારા જીવનને અનેક પ્રકારનો લાભ થશે.

બ્હેન ! લગ્ન પ્રસંગે–સ્વજનના લગ્નના માંગલિક પ્રસંગે ઘણી ખરી સ્ત્રીઓ પતિ, સસરા, વડિલો, પિતા ભાઇ એ સર્વેના દેખતાં ફટાણાં ગાય છે–મુખમાંથી અપશબ્દ કાઢે છે, તે ખરેખર નિંદવા લાયક રૂઢી છે. તે આપણા ઉચ્ચ કુલને એબ લગાડનારૂં છે. તેમાં જરા પણ લાભ નથી. અને અશુદ્ધ શબ્દો બોલી મુખને અપવિત્ર કરવા ઉપરાંત તેવા શબ્દોથી વિચારો પણ મલીન થાય છે. હું ધારૂં છું કે પ્રિય બ્હેન! તમે તો સર્વથા તેનાથી વિમુખ જ રહેશો અને જ્યારે જ્યારે પ્રસંગ મળે, ત્યારે ત્યારે તેની સામે તમારો અવાજ ઉઠાવશો.

પ્રિય સખી ! દરેક કુટુંબમાં સાસુ અને વહુ વચ્ચે, દેરાણી અને જેઠાણી વચ્ચે, નણંદ અને ભોજાઇ વચ્ચે, જ્યાં બે સ્ત્રીઓ ભેગી થઇ ત્યાં કલાહ અને કંકાસ માલમ પડે છે. એવાં ઘર ભાગ્યે જ માલમ પડશે કે જ્યાં સલાહસંપથી હળી મળીને ઘર સસાર ચાલતો હોય. અસલના સમયમાં વીસ વીસ પચ્ચીસ પચ્ચીસ મનુષ્યો એક કુટુંબમાં ભેગા રહી શકતા હતા; અને ‘ સંપ ત્યાં જંપ ’ એ કહેવત પ્રમાણે તેઓ વધારે સુખી પણ હતા. અજ્ઞાનને લીધે સ્ત્રીઓ નજીવી બાબતમાં લડી મરે છે. “ સાસુએ મને ઠપકો આપ્યો, જેઠાણીના છોકરાને સારૂં ઝબલું કર્યું, અને નણંદ બેસી રહી, ” આવાં નજીવાં કારણોથી લડાઇ થાય છે. અને સ્ત્રીઓની ઇર્ષ્યા, અદેખાઇ અને અજ્ઞાનને લીધે પુરૂષવર્ગમાં કુસંપ પેસે છે, અને કુટુંબોને ભિન્ન રહેવાની જરૂર પડે છે. ભેગા રહેવાથી કરકસરથી જે ખરચ નીભતું હતું, તેને બદલે બમણું ત્રમણું ખરચ થાય છે. આ કુસંપ અને કજીઆને દૂર કરવાનો ઉત્તમ ઉપાય એ છે કે હળીમળીને રહેવું, જરા

ઉદાર વૃત્તિ રાખવી, નજીવી બાબતોને અગત્ય ન આપવી, અને વાણી ઉપર સંયમ રાખવો. બ્હેન! તમે સુશિક્ષિત છો, તો જો જરા સ્વાર્થ-ત્યાગ કરશો તો જરૂર તમે કુટુંબના બધા મનુષ્યોની પ્રીતિ સંપાદન કરી શકશો. અને તમે સુખી સુખી થશો.

પ્રિય બ્હેન! તું ભવિષ્યમાં માતા થવાને સરજાયેલી છે, તો પુત્ર પુત્રીઓ પ્રત્યે તારૂં શું કર્તવ્ય છે, તેનો કાંઇક ખ્યાલ આ પત્રમાં આપવો અનુચિત ગણાશે નહિ.

બાળકનાં મગજને કુમળા વૃક્ષની ઉપમા આપવામાં આવે છે. તે બરાબર છે. કુમળા વૃક્ષને જેમ વાળીએ તેમ વળી શકે છે, પણ પાછળથી વાળવું મુશ્કેલ પડે છે. તે જ પ્રમાણે બાળકના મગજ ઉપર જે વિચારોની છાપ પાડીએ તે સ્થિર પડી શકે છે. અને તે બાલ્યાવસ્થામાં પડેલી છાપ જીંદગી સુધી કાયમ રહે છે. આ વાતપર જો લક્ષ આપવામા આવે તો બ્હેન! તમારી કેટલી બધી જોખમદારી છે. તેનો તમને કાંઇક ખ્યાલ આવી શકે. મનુષ્ય એ અનુકરણ કરનારૂં પ્રાણી છે, અને નાનપણથી જેવો આચાર આસપાસના મનુષ્યમાં દેખે તેવો આચાર તે અજાણતાં પણ શીખે છે. બાળક બાલ્યાવસ્થામાં ઘણુંખરૂં માની પાસે વિશેષ રહે છે, અને તેથી કરીને માતાના આચાર વિચારની છાપ મજબૂત રીતે બાળક પર પડે છે. આ નિયમ ધ્યાનમાં રાખી પ્રિય સખી! બાળકના દેખતાં તારે કોઇ પણ અપશબ્દ બોલવો નહિ, કે અયોગ્ય કાર્ય કરવું નહિ. બ્હેન! માતા થવાનું માન છે, તેમ તેની જોખમદારી પણ છે. માટે બાળકો પ્રત્યે પોતાનો ધર્મ બરાબર સચવાય તે રીતે વર્તવાનું તને કહેવામાં આવે, તો તું તે સારા અર્થમાંજ ગ્રહણ કરીશ, એવી હું આશા રાખું છું.

પ્રિય સુનંદા!

આ સિવાય પણ સ્ત્રીઓના બીજા ઘણા ધર્મો છે, પણ તે સર્વનું સવિસ્તર વર્ણન એક પત્રમાં શી રીતે કરી શકાય? માટે ટુંકાણમાં

એટલુંજ કહેવાનું કે જેથી પતિ રાજી રહે, દેરાણી જેઠાણી નણંદ તથા સાસુ સાથે હળીમળીને ચલાય, પિતૃ પક્ષ તથા શ્વશુર પક્ષ ઉભયનું સારૂં દેખાય, પોતાના બાળકો સારી રીતે કેળવાય, તેમજ પારકાની નિંદા નહિ કરતાં પોતાનો સમય નીતિનાં સુબોધ આપનારાં પુસ્તકો વાંચવા કે ભરવા ગુંથવામાં પસાર થાય તેવું વર્તન રાખવું એજ સ્ત્રીઓ માટે ઉચ્ચ પ્રકારનું સદ્દર્તન છે. એવું સદ્દર્તનમય તારૂં જીવન થાઓ, એવી શુભાશિસ હૃદયથી આપી વિરમું છું.

લી. તારૂં શ્રેય ઇચ્છતી,
તારી વહાલ બ્હેન
**સુમનગૌરી**ની શુભાશિસ.

